નથી--સેવાધાસક્તિ કરતા નથી--તેઓ મોક્ષાનુપયોગિ મુહુર્મુહુઃ જન્મમરણસ્વભાવરૂપ કુશરીરને ધરીને વર્તમાન સતા ઉરુભય--મહદ્ભયયુક્ત--સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે, તેથી અમે શ્રુતિઓ ખિન્ન છીએ. એ પ્રકારે ભગવદ્ભજન જ જીવનું અવશ્ય કર્તવ્ય છે એમ નિરૂપણ કરીને ભગવત્સેવનામાં પ્રતિબન્ધક હેય અસદુપાસનાના ત્યાગનું પ્રતિપાદન કરતી શ્રુતિનુ પણ સ્વારસ્ય આપની સેવાસિદ્ધિમાં જ થઈ રહે છે એમ સિદ્ધ કર્યું. (૯)

**निभृतमरुन्मनोक्षदृढयोगयुजो हृदि यन्**
**मुनय उपासते तदरयोऽपि ययुः स्मरणात् ।**
**स्त्रिय उरगेन्द्रभोगभुजदण्डविषक्तधियो**
**वयमपि ते समाः समदृशोऽङ्घ्रिसरोजसुधाः ॥ १० ॥**

**सर्व एव हरेर्भक्तास्तुल्या यान् मन्यते हरिः ।**
**अतः कृष्णो यथात्मीयान् मन्यते भजनं तथा ॥ १० ॥**

નિભૃતમરુન્મનોક્ષ દૃઢયોગયુક્ મુનિઓ હૃદયમાં જેને ઉપાસે છે તેને જ સ્મરણથી આપના અરિ પણ પ્રાપ્ત થાય છે અને ઉરગેન્દ્રભોગભુજદણ્ડવિષક્તધી સ્ત્રીઓ તેમ જ અમે પણ પ્રાપ્ત થઈએ છીએ, કારણ કે અઙ્ઘ્રિસરોજસુધા તેઓ આપના હોવાથી સમદૃક્ આપને તો સમ જ છે. ૧૦,

જેમને હરિ માને તે સર્વ જ હરિના ભક્ત તુલ્ય છે, તેથી જે પ્રકારે કૃષ્ણ આત્મીય માને તે પ્રકારે ભજન આવશ્યક છે. ૧૦.

પ્રાણાયામે મરુત્‌ને--વાયુને--પ્રત્યાહારે મનને અને ધ્યાને અક્ષને--ઇન્દ્રિયોને--જેમણે નિતરામ્ ભર્યાં છે એવા નિભૃતમરુન્મનોક્ષદૃઢયોગયુજ્--દૃઢયોગને યોજતા--યોગે કરીને નિરન્તર ભગવચ્ચિન્તક મુનિઓ મર્યાદામાર્ગે હૃદયમાં માનસપૂજાદિએ ભગવાનને ઉપાસે છે, ભગવાન્‌માં મન દૃઢ સ્થાપે છે, તે જ ભગવત્સ્વરૂપને તેમના અરિ--શિશુપાલાદિ--પણ પુષ્ટિમાર્ગે સ્મરણથી પ્રાપ્ત થાય છે, સર્વાત્મના યત્ર જ મન નિવિષ્ટ થાય છે તે જ સ્વરૂપને તેઓ પ્રાપ્ત થાય છે, તેથી વિહિતની અને નિષિદ્ધની પણ તુલ્યા જ ગતિ કથીને ભગવાન્‌માં પ્રમેયબલ જ મુખ્ય છે નહિ કે પ્રમાણબલ પણ એમ સૂચિત કર્યું. આ ઉભયની તો અન્તર્મુખતા પણ છે, પરન્તુ બહિર્મુખ પણ આપને જ પ્રાપ્ત થાય છે, ઉરગેન્દ્રના ભોગવત્--શેષના કાયતુલ્ય--આપના ભુજદણ્ડમાં--શ્રીહસ્તમાં--જેમની ધી--બુદ્ધિ--વિશેષે સક્ત--વિષક્ત--છે તાદૃશી અન્તર્બહિર્મુખગોપી અને સર્વાદરણીય અન્તર્મુખ અમે શ્રુતિઓ પણ તે જ ભગવત્સ્વરૂપને પ્રાપ્ત થઈએ છીએ. એ પ્રકારે આપના પુરુષો અને આપની સ્ત્રીઓ--જેમને આપ પ્રાપ્ત થાઓ છો તે સર્વે જ--આપને તો સમ--સમાન--છે, કારણ કે આપ ભગવાન્ સમદૃક્ છો, સર્વે જ સ્વકીયોને સમત્વે માનો છો, કારણ કે તેઓ સર્વ પણ આપના જ અઙ્ઘ્રિસરોજનું સુષ્ઠુ ધારણ કરે છે. મુનિઓનું ચરણધારણ સ્પષ્ટ જ છે, દ્વેષીઓને તો મારણાર્થ આપ સમાગમો છો એ ભાવનાએ ચરણદર્શન જ દૃઢ થાય છે, કારણ કે સમાગમન જ તેમનું ભાવનીય છે, અભિસારપ્રેપ્સુ ગોપિકાઓનું પણ ભાવનીય ચરણસમાગમન જ છે, અને 'સર્વે વેદા યત્પદમામનન્તિ'-વાક્યોક્ત પ્રકારે અમે શ્રુતિઓ પણ આપના પદસરોજનું જ સુન્દર ધારણ કરીએ છીએ. આ પ્રકારે સર્વ ભજનપ્રકારપ્રતિપાદકશ્રુતિઓનું પણ પર્યવસાન આપમાં જ સિદ્ધ થઈ રહે છે. (૧૦)

क इह नु वेद बतावरजन्मलयोग्रसरं
यत उदगादृषिर्यमनु देवगणा उभये ।
तर्हि न सन्न चासदुभयं न च कालजवः
किमपि न तत्र शास्त्रमवकृष्य शयीत यदा ॥ ११ ॥
ज्ञानमार्गो भ्रान्तिमूलस्ततःकृष्णं भजेद् बुधः ।
प्रवर्तकं ज्ञानकाण्डं चित्तशुद्ध्यै यतो भवेत् ॥ ११ ॥

જેમાંથી ઋષિ બ્રહ્માનો અને તે બ્રહ્માથી પછી ઉભય દેવગણુનો ઉદ્ગમ થયો તેવા અગ્રસરને ઇહ બત કયો અવરજન્મલય વેદી શકે? જ્યારે અવકર્ષીને શયન કરે છે ત્યારે તો તત્ર નથી હોતું સત્, નથી હોતુ અસત્, નથી હોતું ઉભય, નથી હોતો કાલજવ, કે નથી હોતું શાસ્ત્ર પણ. ૧૧.

જ્ઞાનમાર્ગ ભ્રાન્તિમૂલ છે તેથી બુધે કૃષ્ણુને ભજવા, કે જેથી પ્રવર્તક જ્ઞાનકાણ્ડ ચિત્તશુદ્ધયર્થ થાય. ૧૧.

ઇહ આ સંસારમાં બત કોણુ ભગવાન્‌ને જાને છે? અમે પણુ જાનતાં નથી, ભગવાન્ સર્વ પ્રમાણુથી અગ્રસર છે, સર્વ પ્રમાણુથી પૂર્વે જ ભગવાન્ તો સિદ્ધ છે, અને તેમનો જ્ઞાતા તો અવરજન્મલય છે, જ્ઞાતાનું જન્મ અને લય તો ભગવાન્‌થી પશ્ચાત્ છે, જ્ઞાતા તો મધ્યમ અવસ્થામાં જન્મ્યો અને લીન થયો, ભગવાન્ પ્રથમતઃ સૃષ્ટિ ઉત્પાદીને તિરોહિત થઈ ગયા, મધ્યે સૃષ્ટિમાં જીવો ઉત્પન્ન થયા અને પશ્ચાત્ પ્રલયાર્થે ભગવાન્‌માં જ સમાધાન કરશે. જો જ્ઞાતા પ્રથમતઃ જ સ્થિત હોય અને પ્રલયપર્યન્ત સ્થિતિ કરે ત્યારે તો વ્યવધાયક સૃષ્ટિ અન્તરા ન હોવાથી તે જ્ઞાતાને ભગવાન્‌નું જ્ઞાન સમ્ભવે પણુ, પરન્તુ ભગવાન્ છે સર્વ પ્રમાણુથી અગ્રસર, અને જ્ઞાતા તો છે અવરજન્મલય, તેથી સૃષ્ટિમાં ઉત્પન્ન કોઇ પણુ જીવ ભગવાન્‌ને જાનવાને સમર્થ નથી. ભગવાન્‌માંથી જ ઋષિનો—દ્રષ્ટા બ્રહ્માનો—ઉદ્ગમ થયો, અને ઉભયે દેવગણુ પણુ બ્રહ્માથી પછી ઉત્પન્ન થયા, તેથી ઇહ સંસારમાં બત કયો અવરજન્મલય જ્ઞાતા સર્વતઃ અગ્રસર ભગવાન્‌નું જ્ઞાન પ્રાપ્ત કરી શકે? કોઇ પણુ જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી એ જ ખેદ. પ્રલયાનન્તર તો વ્યવધાયિકા સૃષ્ટિ નથી તેથી ભગવાન્‌નું જ્ઞાન ત્યારે કેમ ન થઈ શકે એમ પણુ શઙ્કા ન કરવી, કારણુ કે જ્યારે સર્વને જ અવકર્ષીને ભગવાન્ શયન કરે છે ત્યારે તો સત્—કાર્ય—અસત્—કારણુ—ઉભય—સદસત્ મન—કાલજવ—કાલવેગ—અને કોઇ પણુ શાસ્ત્ર—વેદપુરાણુાદિશાસ્ત્ર—હોતું નથી, સર્વનો જ અવકર્ષ કરીને જ્યારે ભગવાન્ શયન કરે છે ત્યારે તો જ્ઞાનમાં અપેક્ષિત કોઇ પણુ સામગ્રી જ પ્રથમતઃ નથી, ત્યારે તો કોઇ પણુ સત્ તત્ર નથી, જો કોઇ પણુ સત્‌નું સત્ત્વ તત્ર તદા હોય તો જ્ઞાતાનું પણુ તત્ર તદા અસ્તિત્વ સમ્ભવે. જ્ઞાતાના જ અભાવમાં ભગવાન્‌નું જ્ઞાન કોને થઈ શકે? પ્રલયથી પછી અસત્ પણુ નથી, જ્ઞાપક વા હેતુભૂત ઇન્દ્રિયાદિ કાર્ય પણુ નથી, જ્ઞાપક વા હેતુભૂત ઇન્દ્રિયાદિ કાર્યના અભાવમાં ભગવાન્‌નું જ્ઞાન કયા સહકારે થઈ શકે? તેમ ઉભય સદસત્ પણુ નથી, ઇન્દ્રિયસન્નિકર્ષ વા વ્યાપાર પણુ નથી, તેથી પ્રલયાનન્તર સન્નિકર્ષના અને વ્યાપારના અભાવમાં ભગવાન્‌નું જ્ઞાન કયે પ્રકારે થઈ શકે? અથવા ઉભને—સદસત્‌ને—પ્રાપ્ત કરે તે ઉભય વા સદસત્ મન, તાદૃશ સદસત્ મન પણુ પ્રલયાનન્તર નથી, 'નાસદાસીન્ નો સદાસીત્' મન્ત્રવ્યાખ્યાનમાં તેમ જ અગ્નિરહસ્યમાં નિરૂપિત સદ્-

સત્ મનના અભાવમાં ભગવજ્જ્ઞાન કયે પ્રકારે સમ્ભવે? પ્રલયાનન્તર કાલજવ--કાલવેગ--પણ હોતો નથી, માત્રાસ્વરાદિનિયામક સત્ત્વગુણપ્રેરક કાલવેગ વા જ્ઞાનને જે ઉત્પન્ન કરે છે તે કાલવેગ પણ હોતો નથી, તેથી નિયામક પ્રેરક વા જ્ઞાનોત્પાદક કાલવેગના અભાવમાં ભગવજ્જ્ઞાન કયે પ્રકારે સમ્ભવે ? પ્રલયથી અનન્તર વેદપુરાણાદિ શાસ્ત્ર પણ હોતું નથી, તેથી સાધનશાસ્ત્રના અભાવમાં ત્યારે ભગવજ્જ્ઞાન કયી રીતિએ થઈ શકે ? પ્રલયાનન્તર સત્ અસત્ સદસત્ કાલજવ અને શાસ્ત્ર સર્વને જ અવકર્ષીને ભગવાન્ શયન કરે છે, તેથી માત્રાદિ સર્વ જ જ્ઞાનસામગ્રીનો તદા તત્ર અભાવ હોવાથી કોઇને પણ અપરોક્ષ ભગવજ્જ્ઞાન સમ્ભવતું નથી, કદાચિત્ ભગવત્સાક્ષાત્કાર થાય તો તે તો કેવલ તાવન્માત્રનો જ્ઞાપક છે પરન્તુ તે કાંઇ અશેષ વિશેષનો બોધક નથી. અવતારમાં તો મર્યાદાવાદી ભગવાનના દેહને આનન્દમય માને છે પરન્તુ આત્મસાક્ષાત્કારને તો તે તાદૃશ માનતો નથી, ભગવદ્વૈભવ-પરિજ્ઞાન પણ યોગજધર્મજનિત હોવાથી સ્વપ્નવત્ છે, તેથી તે કાંઇ વસ્તુનિયામક થઈ શકતું નથી. પ્રમાણનો સંવાદ તો નાનાવિધ અનુભવમાત્રથી છે, તે કાંઇ નિર્વિચિકિત્સ જ્ઞાનને ઉપપાદતો નથી, તેથી પ્રાક્ સૃષ્ટિદશામાં અને અનન્તર પ્રલયદશામાં સર્વથા સર્વ જ જ્ઞાનસામગ્રીનો અભાવ હોવાથી ભગવાનનો જ્ઞાતા કોઇ પણ નથી, જ્ઞાનની પ્રશંસા તો કેવલ પ્રવર્તિકા છે, યથાકથચિચત્ ચિત્તશુદ્ધયર્થ જીવને પ્રવર્તાવે છે કે તેથી શુદ્ધિ પ્રાપ્ત કરીને તે શુદ્ધ જ જીવ ભગવદ્ભજન કરે. આ પ્રકારે જ્ઞાન-પ્રશંસકશ્રુતિનું પણ ઐદમ્પર્ય આપના ભજનમાં જ શુદ્ધિતઃ સંસિદ્ધ થઈ રહે છે. (૧૧.)

**जनिमसतः सतो मृतिमुतात्मनि ये च भिदां**
**विपणमृतं स्मरन्त्युपदिशन्ति त आरुपितैः ।**
**त्रिगुणमयः पुमानिति भिदा यदबोधकृता**
**त्वयि न ततः परत्र स भवेदवबोधरसे ॥ १२ ॥**
**भ्रान्तिमूलतया सर्वसमयानामयुक्तितः ।**
**न तद्विरोधात् कृष्णाख्यं परं ब्रह्म त्यजेद् बुधः॥ १२ ॥**

અસત્‌ની જનિ સત્‌ની મૃતિ આત્મામાં ભિદા અને વિપણને ઋત જેઓ સ્મરે છે તેઓ આરોપિને ઉપદિશે છે, કારણ કે પુમાન્ ત્રિગુણમય એ ભિદા અબોધકૃતા છે, તેથી તતઃ પરત્ર અવબોધરસ આપમાં તે ન હોય. ૧૨.

ભ્રાન્તિમૂલત્વે સર્વસમય અયુક્ત હોવાથી તે સર્વસમયના વિરોધથી બુધે કૃષ્ણાખ્ય પરબ્રહ્મને ત્યજવું નહિ. ૧૨.

ભગવદ્ભજનપ્રતિકૂલવાદી દ્વિવિધ છે, ૧ અર્ધવૈનાશિક ૨. સર્વવૈનાશિક. તત્ર પૂર્વાર્ધમાં અર્ધવૈનાશિકચતુષ્ટયનું નિરાકરણ શ્રુતિ કરે છે. ૧. નૈયાયિક ૨. વૈશેષિક ૩. મીમાંસક અને ૪. સાઙ્ખ્યૈકદેશી એમ અર્ધવૈનાશિકચતુષ્ટયના મતને હસતી શ્રુતિ નિરૂપે છે કે સત્કાર્યવાદમાં તો સત્ જ કાર્યનો આવિર્ભાવ છે, તથાપિ અસત્કાર્યવાદી નૈયાયિક અસત્ જ ઘટાદિની જનિ-ઉત્પત્તિ-વદે છે, અસત્ કાર્ય જ પશ્ચાત્ જનનને કરીને સત્ ઘટાદિ થાય છે, આ પ્રકારનો નૈયાયિકવાદ અસઙ્ગત છે, કારણ કે સત્તા અને સમ્બન્ધ નિત્ય સતે ઘટનું અસત્ત્વ કેમ હોઈ શકે ? સત્ત્વનો

અને અસત્ત્વનો તો પરસ્પર વિરોધ છે. અસત્ત્વનું જાતિત્વ અને તત્સમવાય પણ નૈયાયિક અઙ્ગીકરતા નથી, કે જેથી કાલવ્યવચ્છાએ પણ સત્ત્વને અને અસત્ત્વને એમ ઉભયને ઘટ પ્રાપ્ત કરે, તેથી કાર્યના કેવલ અદર્શનમાત્રે ઘટાદિ કાર્યનું અસત્ત્વ વદતા નૈયાયિક ભ્રાન્ત જ છે. નૈયાયિકવાદ જો કોઇ પણ અંશે સત્ય હોય ત્યારે તો અસત્કાર્યવાદથી ભક્તિમાર્ગમાં વિરોધ પ્રાપ્ત થાય, અને સત્કાર્ય ભગવત્કૃપાદિના નિત્યત્વે ભજનદ્વારા કૃપા પણ ન થઇ શકે. સત્કાર્ય ઇચ્છાદિના પણ નિત્યત્વથી ઇચ્છાએ ભગવદવતાર પણ ન થઇ શકે, અને પરમાનન્દના પણ સુખત્વે અનિત્યત્વથી ભગવાન્ પૂર્ણાનન્દ છે એમ પણ સિદ્ધ ન થઇ શકે, તેથી આ નૈયાયિકના મતનુ નિરાકરણ કર્યું. વૈશેષિકાદિ તો સન્મૃતિવાદી છે, તેઓ સત્ની મૃતિ–મરણ–વદે છે, સઙ્ઘાત સત્ જ છે, તથાપિ તે સત્ પણ સઙ્ઘાત મરે છે એમ તેઓ વદે છે, તેમ સતે સઙ્ઘાત જ દેવદત્તશબ્દવાચ્ય હોવાથી તાદશ સઙ્ઘાતની અગ્રે પરલોકચિન્તા કર્તવ્યા નથી એમ આ વૈશેષિકમતનું સ્વારસ્ય છે. સર્વ જ વેદબાહ્યોનો મુખ્ય આ સિદ્ધાન્ત છે. તાદશ જ તે ભૂતસ્વભાવથી જ થયા કરે છે એમ તેઓ ભોગની તો વ્યવસ્થા કરી લે છે, આ પક્ષમાં તો જ્ઞાનભક્ત્યાદિ સર્વ જ માર્ગનો વિલાપ કરવામાં આવે છે, તેથી એ મતનું પણ નિરાકરણ કર્તવ્ય છે, 'ઉત્ક્રામન્તં સ્થિતં વાપિ' વાક્યથી ઇન્દ્રિયવર્ગે સહિત જ આત્મા સઙ્ઘાતમાંથી ઉત્ક્રમે છે, અને બ્રહ્મવિદ્નો અનુભવ પણ તેમ જ છે, જાતિસ્મરણ પણ લોકમાં સમ્ભવે છે, અન્યથા તેમનો પણ અહિંસાદિ વિધિ વ્યર્થ થઇ જાય, જ્યોતિઃશાસ્ત્ર પ્રમાણ હોવાથી તત્સંવાદિત્વે પણ તે મત વ્યર્થ થઇ જાય છે, શ્રુતિ તો 'અનન્તં નામ' કથીને નામરૂપનો અન્તાભાવ–મરણાભાવ–કથે છે, અને 'શબ્દ અર્થાશ્રય છે' એમ પણ શ્રવણ હોવાથી દેવદત્તશબ્દવાચ્ય અર્થ પણ નિત્યસિદ્ધ અથવા આધિદૈવિક જ છે. દેહનું ઉપલક્ષકત્વ જ છે, પરન્તુ વિશેષણત્વ નથી, આ સર્વ પૂર્વમીમાસાના ચતુર્થ અધ્યાયમાં કર્મનિર્ણયપ્રસ્તાવમાં ઉપપાદ્યું છે. અવસ્થાન્તરે પાકાદિ સાધન ઉત્પાદીને પુનઃ અન્યાવસ્થાપન્ન થઇને અન્યભોગ કરે છે એમ તત્ર સિદ્ધ કર્યું છે, નામકરણ પણ શાસ્ત્રીયત્વહેતુથી તત્રત્ય આત્માનું જ છે, નહિ કે દેહસહિત આત્માનું, કારણ કે કેશાદિવત્ વા વસ્ત્રાદિવત્ દેહનો પણ સહભાવમાત્ર છે, આ સર્વ હેતુથી સદ્ આત્માની વા મુખ્ય સઙ્ઘાતની પરલોકાદિની અન્યથાનુપપત્તિએ સત્ની મૃતિ–મરણ–ઘટતી નથી, જો આ સન્મૃતિ–વૈશેષિક–વાદ કોઇ પણ અંશે સત્ય હોય તો પૂર્વોક્ત ન્યાયે ભક્તિમાર્ગ સિદ્ધ થઇ શકે નહિ. મીમાંસકાદિ આત્માનો–જીવનો–ભેદાભેદ અઙ્ગીકરે છે, અથવા આત્મામાં–યજ્ઞાદિરૂપ ઇશ્વરમાં–ભિદાને–ભેદને–સ્વીકારે છે, જેમ સતે એકેશ્વરપક્ષ સઙ્ગત થાય નહિ. અન્યથા એક જ ઇશ્વર જો હોય તો તે કર્તુમકર્તુ-મન્યથાકર્તુ સમર્થ હોઇને જીવોને વિષમ ફલનુ દાન કેમ કરે વા વિષમ કર્મ તે ઇશ્વર કેમ કરાવે અને તેમ વિષમ કર્મ કરાવતા તે એક ઇશ્વર વૈષમ્યનૈર્ઘૃણ્યને પ્રાપ્ત કેમ ન થાય? તેથી કર્માતિરિક્ત ઇશ્વર જ નથી, અને તે કર્મરૂપ પણ અનેક છે, તેથી પ્રતિનિયત કર્મ જ કરવું એમ આત્મભેદ-વાદી મીમાંસકાદિ માને છે, તેનુ પણ તે મત નિરાકર્તવ્ય છે, અન્યથા એક ઇશ્વરના અભાવમાં પ્રણિધાન કોનું જ થાય? તેઓમાં–પ્રતિનિયત કર્મોમાં—ઇશ્વરત્વના આરોપથી જ તેમ–ફલદત્વ–તેઓ માને છે, કારણ કે તેઓ કર્મ કરે છે અને ફલને પ્રાપ્ત કરે છે, પરન્તુ તેઓ ફલદાતા ઇશ્વરનાં દર્શન કરી શકતા નથી, તેથી ફલ અન્યાધીન–દાત્રધીન–સતે અવશ્ય ફલદાતાની–ઇશ્વરની–અપેક્ષા છે, સાક્ષાદજન્ય રાજભિત્તિનિર્માણાદિમાં તેમ જ ફલદ દશ્યમાન થાય છે, જેમ પાક સ્વતઃ ઓદનને સાધે છે તેમ યાગ સ્વતઃ કંઇ સ્વર્ગને સાધી દેતો નથી કે જેથી ઇશ્વરની અપેક્ષા ન રહે. કિઞ્ચ

તેમનો તો સ્વર્ગ પણ લોકાત્મક છે, અને તે બ્રહ્માણ્ડાધિપતિને જ અધીન છે, સુખનાં સાધન પણ તે જ ઇશ્વરને અધીન છે, અન્યથા તદાની જ સ્વર્ગ કેમ ન થાય ? તેથી ઇશ્વર અવશ્ય અઙ્ગીકર્તવ્ય છે, અને તેમ સતે મહારાજવત્ એક જ ઇશ્વરે સર્વ કાર્ય સિદ્ધ થઈ રહેતાં પ્રતિનિયતેશ્વરકલ્પના ગૌરવદોષથી વ્યર્થ છે, જીવનો તો ભેદ અત્ર ઉદ્દિષ્ટ નથી એમ જણાય છે, કારણ કે 'આત્મનિ' એમ એકવચનપ્રયોગ છે અને પ્રકૃતમાં જીવભેદવિચાર ઉપયુક્ત પણ નથી, જીવભેદ પ્રત્યુત ભક્તિસાધક છે, તે કાંઇ ભક્તિમાં નેવો બાધક પણ નથી, અને ભક્તિમાં બાધક જીવભેદ તો બહુધા નિરાકર્યો છે અને નિરાકરાશે પણ. અન્ય સાઙ્ખ્યકદેશી અને યોગીઓ કર્મફલને--વિષયને--સત--સત્ય--અને તેથી નિત્ય માને છે, યોગે સાધિત અર્થ નિત્ય કથાય છે, અને વૈદિક નિત્યકર્મે અક્ષયાત્મા લોક પ્રાપ્ત થાય છે એમ તેમની માન્યતા છે, તે પક્ષમાં પણ તેમને ઇશ્વરનું પ્રયોજન નથી, કારણ કે સ્વસાધ્ય નિત્ય વૈદિક કર્મે જ અક્ષયાત્મા લોકની સિદ્ધિ થઈ રહે છે. નિત્યકર્મફલવાદી સાઙ્ખ્યકદેશિયોગીનું આ મત પણ નિરાકરણીય છે, કારણ કે પ્રશંસાવાચક શબ્દોમાં સત્યત્વારોપિકા બુદ્ધિએ જ તે પક્ષ સમ્ભવે, 'અપામ સોમમમૃતા અભૂમ' વાક્યમાં સોમની અને 'અક્ષય્યં હ ચાતુર્માસ્યયાજિનઃ સુકૃતં' વાક્યમાં સુકૃતની પ્રશંસામાત્ર છે, તેવા પ્રશંસામાત્રવાચક શબ્દમાં સત્યત્વના આરોપે તાદૃશ સાઙ્ખ્યૈકદેશયોગપક્ષ બુદ્ધિદોષતઃ સમ્ભવે છે, તેથી અસત્કાર્યવાદી નૈયાયિકનો સન્મૃતિવાદી વૈશેષિકનો આત્મભેદવાદી મીમાંસકાદિનો અને નિત્યકર્મફલવાદી સાઙ્ખ્યૈકદેશયોગીનો એમ ચારે અર્ધ-વૈનાશિકનો વાદ કેવલ ભ્રાન્તિવાદ છે, કારણ કે તે સર્વે આરુપિને--આરોપિત ભ્રમે--કરીને જ તેમ સ્મરે છે--નિરૂપે છે, અને શિષ્યોને તેમ ઉપદિશે છે, તેથી આરોપિતે--પ્રશંસાવાચક શબ્દોમાં સત્યત્વારોપિકા ભ્રમબુદ્ધિએ--તે તે પક્ષનો ઉદ્ભવ થયાથી તેમના વાક્યાનુરોધે પૂર્વસિદ્ધ ભક્તિસિદ્ધાન્તમાં કાંઇ પણ દૂષણ આશઙ્કવું નહિ, આ પ્રકારે વૈનાશિકનિરાકરણ પૂર્વાર્ધે સમાપ્ત થયું, હવે સર્વ-વૈનાશિકનું નિરાકરણ. તત્ર પૂર્વપક્ષનો આ પ્રકાર છે, ભવદુક્તન્યાયે તો ત્યારે ભક્તિમાર્ગ પણ સઙ્ગત નથી. કારણ કે ભક્તિમાર્ગમા સેવ્ય વિષ્ણુ શિવ વા બ્રહ્મા હોય છે, અને ભક્તિમાર્ગસેવ્ય આ વિષ્ણુવાદિ તો ગુણાભિમાની પ્રતિનિયતમાત્રકાર્યકર્તા હોવાથી સ્વભક્તાર્થે પણ સ્વાધીનમાત્ર જ કાર્ય કરી શકે છે અને તેથી આ ત્રિગુણમય પુમાન્ પુરુષ--બ્રહ્માણ્ડાભિમાની નારાયણ--સત્ત્વરજસ્તમોગુણે કરીને વા ઉપાધિભેદથી જીવે કરીને સ્થિત્યાદિક પ્રતિનિયતકાર્યમાત્ર કરે છે, તેથી અલ્પદાતૃત્વથી અને ગુણમયત્વથી ભક્તિમાર્ગે પણ શું ? અને ગુણમયત્વથી તે નારાયણ પુરુષ પણ તિરોહિતાનન્દ છે, તેથી તે પણ રાજસેવકવત્ અન્યોપધાવનને અપેક્ષે છે, અને પુરાણમા તથા લોકમાં દેખાય છે પણ તે જ પ્રકારે, એમ સ્માર્તનું મત છે. આ પ્રકારનું સ્માર્ત મત પણ નિરાકર્તવ્ય જ છે, અન્યથા પૂર્વોક્ત ભક્તિમાર્ગ સિદ્ધ રહે નહિ, અસિદ્ધ થઈ જાય. ભજનીયમાં પૂર્વપક્ષીએ જે ભિદા--ભેદ--કથી તે પણ અબોધકૃતા છે, ભગવત્સ્વરૂપાજ્ઞાનથી થઈ છે, સ્મ--પ્રસિદ્ધ્યા--આર્ત--દુઃખી--તે સ્માર્ત, એ પ્રકારના સ્માર્તશબ્દવાચ્ય વાદીઓ જેને નારાયણ વદે છે, તે તો સાત્ત્વિકી ભગવદ્વિભૂતિ છે, ભક્તિમાર્ગે પ્રતિપાદ્ય ભગવાન્ તો કાંઇ તાવન્માત્ર નથી, તે તો સાક્ષાદ્ જ પુરુષોત્તમ છે એમ બહુધા નિરૂપ્યું છે. આ પુરુષોત્તમપક્ષમાં પણ જો અજ્ઞાન મૂલભૂતનુ--મૂલસ્વરૂપસમ્બદ્ધ--જ હોય ત્યારે તો પૂર્વોક્ત દોષ તદવસ્થ જ રહે, અને તેથી જ કોઇક સર્વવૈનાશિક વાદી તો મૂલભૂત જ બ્રહ્મને અજ્ઞાનનો આશ્રય અને વિષય પણ વદે છે, આશ્રયત્વવિષયત્વભાગિની નિર્વિભાગચિતિ જ કેવલા છે, અને પૂર્વસિદ્ધ તમોગુણનો આશ્રય અને ગોચર પણ કોઇ પણ પશ્ચિમ-પાશ્ચાત્ય પદાર્થ--અર્થ શકતો નથી એમ તે સર્વવૈનાશિકવાદીની કલ્પના છે, આ પણ પક્ષનું નિરાકરણ કર્તવ્ય

છે. અન્યથા ભક્તિમાર્ગ પરમાર્થપર્યવસાયી ન થતાં કેવલ વ્યવહારમાત્રપર્યવસાયી થાય, તેથી શ્રુતિ અજ્ઞાનનો નિષેધ કરતાં કથે છે કે આપ પુરુષોત્તમમાં તે અબોધ--અજ્ઞાનરૂપ અવબોધ--કોઇ પણ પ્રકારે પ્રવર્તતો નથી, કારણકે આપ તો તતઃ- અબોધતઃ--તાદૃશ અવબોધતઃ -પરત્ર અને અવબોધરસ છો, 'આદિત્ય વર્ણં તમસઃપરસ્તાત્' 'યઃ સર્વજ્ઞઃ સર્વશક્તિઃ' 'સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ' ઇત્યાદિથી આપ સ્વપ્રકાશ અને ચિદાત્મા છો, એમ સિદ્ધ થઇ જતાં શ્રુતિસહસ્રે આપમાં અજ્ઞાનનો સમ્બન્ધ પણ નિરાકૃત જ છે, અને અવબોધનો--જ્ઞાનનો--પણ જે પરમાનુભવરૂપરસ તે જ આપનો આત્મા-સ્વરૂપ--છે. આ પ્રકારે અર્ધવૈનાશિક મતાન્તરમાત્ર કેવલ ભ્રાન્તિમૂલક છે, અને ભગવન્માર્ગ તો સર્વદા સર્વથા નિર્દુષ્ટ જ છે, તેથી પૂર્વસિદ્ધ નિર્દુષ્ટ ભગવન્માર્ગે ભગવાન્ સેવ્ય છે એમ સિદ્ધ થયું જે વાદીઓ ભગવદ્ભજન નહિ સહીને અન્યથા શાસ્ત્ર વદે છે તે સર્વનું અર્ધવૈનાશિક અને સર્વવૈનાશિક મત ભ્રાન્તિમૂલત્વે અયુક્તિતઃ સર્વથા ઉપેક્ષ્ય જ છે તેથી તત્કૃત વિરોધને પણ અકિંચિત્કરમાત્ર માનીને પુર્વોક્ત શ્રુતિસિદ્ધ જ મહામઙ્ગલ ભગવન્માર્ગે સદાનન્દ કૃષ્ણ જ સેવનીય છે એમ શ્રૌત સિદ્ધાન્તનો પ્રકાશ અત્ર વક્ત્રી શ્રુતિએ આ પ્રકારે કર્યો. (૧૨)

सदिव मनस्त्रिवृत् त्वयि विभात्यसदामनुजा
सदभिमृशन्त्यशेषमिदमात्मतयात्मविदः ।
न हि विकृतिं त्यजन्ति कनकस्य तदात्मतया
स्वकृतमनुप्रविष्टमिदमात्मतयावसितम् ॥ १३ ॥
जीवानां ब्रह्मरूपत्वाद् दोषा अपि च मानसाः ।
जगच्च सकलं ब्रह्म ततो दोषः कथं हरौ ॥ १३ ॥

ત્રિવૃત્ અસત્ આમનુજ મન આપમાં વિશેષતઃ સદ્વત્ પ્રકાશે છે, આત્મવિદ્ આ અશેષ જગત્‌ને આત્મતાએ સત્ અભિમર્શે છે, કારણ કે (કનકથી) કનકની વિકૃતિને તદાત્માએ ત્યજતા નથી, સ્વકૃત અને સ્વાનુપ્રવિષ્ટ આ સર્વ આત્મતાએ અવસિત છે. ૧૩.

જીવ બ્રહ્મરૂપ હોવાથી દોષ પણ માનસ છે અને સકલ જગત્ બ્રહ્મ છે તો હરિમાં દોષ કયે પ્રકારે ? ૧૩.

ભગવન્માહાત્મ્યાર્થ જગત્કર્તૃત્વસર્વાશ્રયત્વાદિ ધર્મનો અઙ્ગીકાર કરતાં જગદાશ્રયત્વજગદુપાદાન-ત્વથી જગત્સમ્બન્ધિદોષસમૂહનો અને જીવના ભગવત્ત્વથી તદ્ગત કામક્રોધાદિ સર્વ દૂષણનો એમ મુખ્યતઃ દોષદ્વયનો પણ પ્રસઙ્ગ આપ ભગવાનમાં પ્રાપ્ત થતો નથી, જીવભાવમાં જે જે દૂષણ પ્રાપ્ત થાય તે તે દોષ તો મનના જ છે, કાંઇ જીવના નથી, અને તે મન તો અસત્ જ છે, કારણ કે તેનુ વિશેષતઃ નિરૂપણ જ થઇ શકતું નથી. યદ્યપિ 'નાસદાસીન્ નો સદાસીત્' શ્રુતિમાં મનનું રૂપ તાદૃશ સદસદાત્મક કથ્યું છે, તથાપિ તત્ર પણ મનનું અસત્ત્વ સહજ છે અને સત્ત્વ તો 'જાયતે' શ્રુતિતઃ આગન્તુકમાત્ર છે, તેથી અત્ર 'સદિવ' એમ સત્‌ની ઉપમામાત્ર મનને આપી, શ્રુતિમાં સદસત્ત્વે પણ જ્ઞાપિત મન વસ્તુતઃ અસત્ છે, ઉપમાએ જ સદ્વત્ છે, તે મન ઉભયાત્મક સદસત્ છે, કારણ કે તે ત્રિવૃત્--ગુણત્રયવેષ્ટિત--છે, તત્ર સત્ત્વાંશે વેષ્ટિત મન સત્ છે, અને રજોતમોંશે વેષ્ટિત મન અસત્ છે, તેથી એતાદૃશ ત્રિવૃત્

મનનો પ્રકાશ જીવના સમ્બન્ધથી નથી, કિન્તુ આપના જ સમ્બન્ધથી છે, તેથી તે મન આપમાં-આપના જ પ્રકાશમાં-પ્રકાશે છે, 'મનસો વશી સર્વમિદં બભૂવ નાન્યસ્ય મનો વશમન્વિયાય ભીષ્મોપિ દેવઃ સહસઃ સહીયાન્' શ્રુતિ મનનું જે માહાત્મ્ય કથે છે તે પણ માહાત્મ્ય જીવાશ્રિત મનમાં યુક્ત નથી, પરન્તુ ભગવદાશ્રિત જ મનમાં તે માહાત્મ્ય યુક્ત છે ભગવદાશ્રયત્વે જ મનનું માહાત્મ્ય શ્રુતિસિદ્ધ હોય તથાપિ કામક્રોધદોષસમ્બન્ધ તો આશ્રિત મનઃસમ્બન્ધે પણ આશ્રય ભગવાન્માં પ્રાપ્ત થાય એમ પણ આશઙ્કા ન કરવી, કારણ કે મનુષ્યપર્યન્ત જ પરિભ્રમણમાં તે મનનો તાદૃશ દોષસ્વભાવ છે, તૃણસ્તમ્બથી આરમ્ભીને મહત્તત્ત્વપર્યન્ત જે જે જીવગણ છે, તત્ર મનુષ્ય મધ્યસ્થ છે, અને મન તો સર્વ જ જીવગણને અર્થે ભગવાને નિયોજ્યું છે, તેથી મન સર્વત્ર પરિભ્રમે છે, બ્રહ્મતૃણસ્તમ્બથી આરમ્ભીને મનુષ્યપર્યન્ત ભ્રમત્ અસત્ ત્રિવૃત્ મન આપમાં સર્વત્ર પ્રકાશે છે. જેમ તે મનનું પરિભ્રમણ સમ્ભવે છે તેમ તેના અંશભેદની વા સામર્થ્યની પણ કલ્પના કરી લેવી, કારણ કે ઉત્પત્તિપ્રસઙ્ગમાં મન એક જ છે એમ પ્રતિપાદન થયું છે. આથી મનુષ્યપર્યન્ત જ પરિભ્રમણ યાવત્ કરે છે તાવત્ જ તે અસત્ મન સદ્વત્ પણ પ્રતિભાસે છે અગ્રે તો કવચિત્ સદ્વત્ પરન્તુ બાહુલ્યે અસદ્વત્ જ ભાસે છે, તેથી કામાદિદોષ મનોમૂલક જ હોવાથી અને મનનું સત્ત્વ પણ સ્વાભાવિક ન હોવાથી તાદૃશ મનોદોષે આપ ભગવાનમાં કામક્રોધાદિદોષપ્રસઙ્ગ સર્વથા પ્રાપ્ત થઈ શકતો નથી. નાના પ્રકારે ભ્રાન્ત દૃષ્ટિએ ભાસમાન પણ આ અશેષ સર્વ જગત્ આત્મતાએ બ્રહ્મતાએ--જ સત્ છે એમ અત્યન્ત પ્રમાણભૂત આત્મવિદ્ પુરુષો અભિમર્શે છે, સર્વ જ બ્રહ્મ છે એમ તે આત્મવિદ્ જાને છે, તેથી આપમાં જગત્સમ્બન્ધી દોષનો અને મનસ્સમ્બન્ધી દોષનો પણ પ્રસઙ્ગ પરિહૃત થઈ ગયો, જેમ ઐન્દ્રજાલિકનું અન્યથાપ્રદર્શનસામર્થ્ય તો ગુણ છે, કાંઈ દોષ નથી, તેમ મનનું પણ કૌતુકાર્થત્વથી કામાદિભાસન પણ ગુણ જ છે. વસ્તુતઃ તો તે મન પણ બ્રહ્મ જ છે એમ આત્મવિદ્ જાને છે, તેથી તે આત્મવિદ્નું સર્વ જ જ્ઞાન આત્મામાં જ પર્યવસે છે, તેથી આત્મા પરમાર્થતઃ સત્ય છે અને તે આત્મા જ જો સર્વ છે ત્યારે તો અસત્યતા પણ કેમ આશઙ્કાય ? અત્ર યુક્તિ પણ છે. કનકાર્થી વણિક્ કનકની કુણ્ડલાદિકવિકૃતિને ત્યજતો નથી, પરન્તુ તદાત્મતાએ-કનકાત્માએ- જ તે વિકૃતિનું પણ ગ્રહણ જ કરે છે, દૃષ્ટાન્તમાં કનક ઉપાદાન છે અને કુણ્ડલાદિ વિકૃતિ મધ્યમા દ્રવ્યાન્તરે આપૂરિત છે તેથી કુણ્ડલાદિ કનકવિકૃતિનું ગ્રહણ કનકત્વે થાય તે યુક્ત છે, પરન્તુ દાર્ષ્ટાન્તિકમાં જગદ્ જડોપાદાનક છે અને તે જડોપાદાનક જગદ્ જીવસામગ્રીએ પૂરિત છે તેથી જગત્ કયે પ્રકારે ભગવાન્ એમ પણ શઙ્કા ન કરવી, કારણ કે 'સ આત્માનં સ્વયમકુરુત' શ્રુતિએ જગત્ને સ્વે—ભગવાને—જ કર્યું છે તેથી તે આત્મોપાદનક છે, જડોપાદનક નથી, અને 'તત્ સૃષ્ટ્વા તદેવાનુપ્રાવિશત્' શ્રુતિતઃ જગત્ સ્વે—ભગવાને—જ અનુપ્રવિષ્ટ પણ છે, તેથી આત્મોપાદાનક આત્માનુપ્રવિષ્ટ જગદ્ અને જગત્માં સ્થિત સામગ્રીમાત્ર પણ ભગવાન્ જ છે, જેમ કનકાર્થી વણિક કનકની કુણ્ડલાદિ વિકૃતિને કનકાત્મતાએ જે ગ્રહે છે, નહિ કે ત્યજે છે, તેમ સ્વે-ભગવાને-કૃત અને સર્જનાનન્તર પણ ભગવાને જ અનુપ્રવિષ્ટ આ સર્વ જગદ્ આત્મતાએ-બ્રહ્મતાએ--જ અવસિત-નિર્ધારિત છે, એમ આ સર્વ જગદ્ આત્મતાએ જ પર્યવસિત છે, તેથી સર્વ જ બ્રહ્મ હોવાથી કોનો દોષ કયાં હોય ? દોષનું દોષત્વ પણ મતાન્તરમાં જ છે, બ્રહ્મવાદમાં તો વસ્તુતઃ સર્વ જ બ્રહ્મ છે, તેથી માનસ દોષનું પણ બ્રહ્મત્વ જ છે, અને તેથી બ્રહ્મવાદમાં તો સર્વ જ અવિરુદ્ધ છે. આ પ્રકારે જગજ્જીવસમ્બન્ધથી પરસ્સહસ્ર પણ દૂષણનો આરોપ આપ ભગવાન્માં કરવામાં આવે તોએ અમારું પર્યવસાન તો આત્મવિદ્ના અનુભવની સમ્મતિએ આપની નિર્દોષતામાં જ થઈ રહે છે. (૧૩)

तव परि ये चरन्त्यखिलसत्त्वनिकेततया
त उत पदाक्रमन्त्यवगणय्य शिरो निर्ऋतेः ।
परिवयसे पशूनिव गिरा विबुधानपि तां—
स्त्वयि कृतसौहृदाः खलु पुनन्ति न ये विमुखाः ॥ १४ ॥
सर्वथा सर्वतः शुद्धा भक्ता एव न चापरे ।
अतः शुद्धिमभीप्सद्भिः सेव्या भक्ता न चापरे ॥ १४ ॥

આપને-વા આપના સમ્બન્ધી કોઇ પણ પદાર્થને-અખિલસત્ત્વસ્થાનત્વે જેઓ પરિચરે છે તેઓ જ નિર્ઋતિના પણ શિરને અવગણીને પદે આક્રમે છે. તે વિમુખોને પણ પશુવત્ આપ ગિરા-વાણીએ-બાંધો છો, આપમાં કૃતસૌહૃદ ખરે પવિત્ર કરે છે, જેઓ વિમુખ છે તેઓ પવિત્ર કરતા નથી. ૧૪.

સર્વથા સર્વતઃ શુદ્ધ ભક્ત જ છે, અપર કોઇ પણ નથી, તેથી શુદ્ધિના અભીપ્સુઓએ ભક્ત જ સેવ્ય છે, અપર કોઇ પણ સેવ્ય નથી. ૧૪.

આપને જે પરિચરે છે વા આપના સમ્બન્ધ કેઇ પણ પદાર્થને જેઓ પરિચરે છે તેઓ જ નિર્ઋતિનું-મૃત્યુનું-શિર પદે આક્રમે છે, અને તે આક્રમણ પણ તેઓ અજ્ઞાનથી કરતા નથી, પરન્તુ જ્ઞાનપૂર્વક જ અવગણીને કરે છે આથી ભગવત્કૃત દાન તો દૂર રહ્યું પરન્તુ સેવામાત્રે પણ મૃત્યુનો જય થાય છે એમ કથન થયું દુઃખહાનિ અને સુખાવાપ્તિ એ દ્વય તો સર્વને જ અભીષ્ટ છે, તત્ર ભગવાને જ કરીને સુખ સિદ્ધ થાય છે, અન્યથા કોઇ પણ પ્રકારે સુખ સિદ્ધ થતું નથી એમ નિરૂપણ તો પૂર્વે થઈ જ ગયું છે, તેથી દુઃખહાનિ પણ ભગવત્સેવાએ જ થાય છે અન્યથા પ્રકારાન્તરે દુઃખહાનિ થતી નથી એમ અત્ર નિરૂપાય છે દુઃખનો અવધિ મૃત્યુ છે. તે મૃત્યુ કર્માનુસારે પ્રાણીઓને દુઃખનું પ્રકર્ષે દાન કરે છે, સર્વકર્માપેક્ષાએ પણ દુઃખદાતાની શિરોમર્દનરૂપ અવજ્ઞા મહાન્ અતિક્રમ છે, નિર્ઋતિ બન્ધન કરીને જ દુઃખપ્રદાન કરે છે, તે દુઃખ પણ એ પરિચારકનું તો ભગવર્દ્ધન જ થઈ જાય છે, તેથી તેમને તો દુઃખ જ ક્યાંથી હોય ? મૃત્યુના મૂર્ધોપરિ સ્પષ્ટ જ પદદાન-ધ્રુવસ્થાન-નિરૂપ્યું છે, જેઓ નિરન્તર સેવા કરે છે તેઓ સેવાર્થ ધ્રુવ વૈકુણ્ઠમાં પણ અપેક્ષિત છે, દેહાન્તરાદિનિર્માણમાં કદાચિત્ સંસ્કારનાશ અને વિલમ્બ પણ થાય, તેથી તે જ શરીરને ગ્રહીને તેઓ દ્રુત-સત્વર-સેવાર્થ ધ્રુવ વૈકુણ્ઠ પ્રતિ ગમન કરે છે, ત્યારે મધ્યમાં પ્રતિબન્ધકત્વે મૃત્યુ જો આવે છે તો તે પ્રતિબન્ધક મૃત્યુને દેખીને પણ ત્યારે અભીત જ રહીને તે મૃત્યુની પણ અવગણના કરીને આરોહનિશ્રેણિકાવત્ તેના શિરનો ઉપયોગ કરીને તેના શિરનું આક્રમણ કરીને તેઓ ધ્રુવ વૈકુણ્ઠ પ્રતિ ગમન કરે છે. મહાસાહસો મૃત્યુનું શિર છે, અને તે મહાસાહસોનું પણ ભક્તકૃત કરણ એ જ મૃત્યુના શિરનું અધિરોહણ છે, આ તો થઈ આધિભૌતિક વ્યવસ્થા, આધ્યાત્મિકમાં તો દૈહદૈહિકવૈદિકાદિ સર્વ જ ધર્મોને ઉલ્લઙ્ઘીને તે સર્વ જ ધર્મને વિરુદ્ધ પણ કરી દઈને પરિચારકો ભગવત્સેવા જ કરે છે, અખિલસત્ત્વનિકેતતાએ આપની જ પરિચર્યા કરે છે, તેથી અત્ર બહિર્મુખનો સેવાપ્રસઙ્ગ નથી, અખિલસત્ત્વમાં-પ્રાણિમાત્રમાં-ભગવાનનું નિકેત-સ્થાન-છે, સર્વત્ર ભગવાન્ જ છે, એમ જાણીને જેઓ સર્વના અવિરોધે પરિચરે-સેવે-છે,

તે પરિચારકો મૃત્યુના શિરને આક્રમે છે, 'સર્વં તદ્ધિષ્ણ્યમીક્ષ્વમેવં વસ્તોષિતો વસેો' વાક્યથી એવું અખિલસત્ત્વનિકેતત્વે દર્શનમાત્ર પણ ભગવત્તોષહેતુ થાય છે. 'કુરુતેર્યાવિડમ્બનમ્' 'ભસ્મન્યેવ જુહોતિ સઃ' ઇત્યાદિવદ્ અન્યથા–બહિર્મુખકૃત સેવામાં–તો દોષનું જ શ્રવણ છે. 'તવ' એમ ષષ્ઠી વિભક્તિના પ્રયોગથી ત્વત્સમ્બન્ધી કોઇ પણ પદાર્થને પરિચરે, પરન્તુ સર્વાત્મભાવ અપેક્ષિત છે, કારણ કે 'મૃત્યોઃ સ મૃત્યુમાપ્નોતિ ય ઇહ નાનેવ પશ્યતિ' શ્રુતિથી ભેદદર્શનમાં મૃત્યુ પરાક્રમે છે, અને ભેદદ્રષ્ટા પરિચારક તે મૃત્યુપરાક્રમને વિવશ થઈ જાય છે, કુલદૈહિકવૈદિકાદિ સર્વના અતિક્રમમાં તે પરિચારકોને દોષ કેમ નહિ અથવા તે ધર્મરક્ષકોનો તે પરિચારકો પ્રતિ ક્રોધ કેમ નહિ એમ પણ શઙ્કા ન કરવી, કારણ કે પરિતઃ વચન–બન્ધન–આપ કરો છો, યત્ર સ્વસ્વામી ભગવાન્ મૃત્યુથી પણ એક દરેકોનું બન્ધન કરે છે તત્ર મૃત્યુની અગણનામાં ભગવત્પરિચારકને શઙ્કા જ શી? કિઞ્ચ ભગવાન્ તો ગિરા–વાચાએ–બન્ધન કરે છે, સાક્ષાદ્ બન્ધન ભગવત્સેવક જ કરે છે, જેમ રાજા તો ગિરા–આજ્ઞામાત્રે–બન્ધન કરે છે પરન્તુ સાક્ષાદ્ બન્ધન રાજસેવક જ કરે છે. તેમ દાર્ષ્ટાન્તિકમાં પણ આજ્ઞામાત્રે જ ભગવાન્ પરન્તુ સાક્ષાત્ તો બન્ધન ભગવત્સેવક જ કરે છે, તેમનો તાદૃશ અતિક્રમ પણ અભ્યાસપ્રાપ્ત જ છે, તેથી અભ્યાસપ્રાપ્ત તદતિક્રમમાં તે પરિચારકોને કોઇ પણ પ્રકારે શઙ્કા ઉત્પન્ન થતી જ નથી. કિઞ્ચ જેમ પશુબન્ધન પણ શકટાદિમાં યોજનાર્થ છે તેમ અત્ર વિબુધોને પણ સેવામાં યોજનાર્થ જ પરિચારકો બન્ધન પણ કરે છે. તેથી પરિચારકો સેવાના નિરૂપક છે, વિબુધોને પણ પરિચારકો પશુવત્ બાંધીને ભગવત્સેવામાં યોજે છે કે જેથી સેવાને પ્રાપ્ત કરીને સ્વગત તે વિબુધો પણ કૃતાર્થ જ થાય, તેથી સેવાર્થ વિબુધોનું બન્ધન કરવામાં પરિચારકોને તો કોઇ પણ પ્રકારનો મનઃક્લેશ થતો નથી, આથી સેવકોનો દેવની પણ અપેક્ષાએ ઉત્કર્ષ નિરૂપ્યો. પરન્તુ સેવકો અમર્યાદ છે તેથી તેઓ નિન્દિત અને અશુદ્ધ કેમ નહિ? તેઓએ આપમાં જ સૌહૃદ કર્યું છે, તેથી તેઓ નિન્દિત વા અશુદ્ધ નથી, પ્રત્યુત તેઓ તો જગત્‌ને પવિત્ર કરે છે. આપથી વિમુખ તપસ્વી વા તત્સદૃશ અન્ય ધાર્મિક નથી. અત્ર આ અર્થ છે. શુદ્ધિ પણ અત્ર દ્વિધા છે, ૧. દોષનિર્હરણાત્મિકા અને ૨. ગુણાધારકર્ત્રી, તત્ર ગુણનો ઉત્કર્ષ ભગવત્સેવાવિધિ છે, 'યસ્યાસ્તિ ભક્તિર્ભગવત્યકિઞ્ચના સર્વૈર્ગુણૈસ્તત્ર સમાસતે સુરાઃ' ઇત્યત્ર આ ગુણોત્કર્ષ નિરૂપ્યો છે, દોષનો અવધિ ભગવદવજ્ઞા છે, 'બ્રહ્મહત્યાસહસ્રનુ પાપ તો કથઞ્ચન શમે, પરન્તુ ભગવદવજ્ઞાનનું પાપ તો કલ્પકોટિશતે પણ શમે નહિ' વાક્ય અત્ર પ્રમાણ છે, તેથી જેઓ ગુણવાન્ હોય છે તેઓ જ તે જ ગુણલેશે નિવર્તિતદોષાભાસ હોવાથી અન્યના પણ દોષને દૂર કરીને ગુણાધાન કરવાને સમર્થ થાય છે, પ્રત્યુત જેઓ દોષપૂર્ણ છે તેઓ તો દોષાંશે જ નિવર્તિતસર્વગુણ છે, તેથી તેઓ તો કોઇ પણ પ્રકારની શુદ્ધિ વસ્તુતઃ કરી શકતા નથી, એ વસ્તુસ્થિતિમાં 'ખલુ' પદે પ્રમાણ સમર્પ્યું. એમ ભક્તના દોષનું નિરાકરણ કરીને શ્રુતિએ ફલત: દોષનો પરિહાર કર્યો. (૧૪)

**त्वमकरणः स्वराडखिलकारकशक्तिधर—**

**स्तव बलिमुद्वहन्ति समदन्त्यजयानिमिषाः ।**

**वर्षभुजोऽखिलक्षितिपतेरिव विश्वसृजो**

**विदधति यत्र ये त्वधिकृता भवतश्चकिताः ॥ १५ ॥**

**सुवर्णप्रतिमेवासौ सर्वानन्दमयोधिराट् ।**
**सर्वसेव्यो नियन्ता च निर्दुष्टः सर्वथैव हि ॥ १५ ॥**

આપ અકરણ સ્વરાટ્ અખિલકારકશક્તિધર છો, જેમ વર્ષભુગ્ અખિલક્ષિતિપતિનો બલિ ઉદ્વહે છે તેમ આપની અજ્ઞાએ અનિમિષ દેવો આપના બલિને ઉદ્વહે છે અને સમદે છે. આપે યત્ર જે તો અધિકૃત છે તત્ર આપથી ચકિત તે તે વિશ્વસૃટ્ તે તે કાર્ય કરે છે. ૧૫

સુવર્ણપ્રતિમાવત્ આ (કૃષ્ણ) જ સર્વાનન્દમય અધિરાટ્ સર્વસેવ્ય નિયન્તા અને સર્વથા જ નિર્દુષ્ટ છે. ૧૫.

એમ ભજનીયદોષને અને ભક્તદોષને પણ પરિહરીને ભજન સ્થિર કર્યે સતે પ્રાતીતિક દોષે અભજન આશઙ્કાને 'ત્વમકરણ:' શ્લોકે નિરાકરે છે. અવતારમાં ભગવાન્ ઇન્દ્રિયવાન્ પ્રતીત થાય છે, અને તે ઇન્દ્રિયો જ્ઞાનાર્થ કલૃપ્ત હોય છે, તેમ સતે અધમત્વ અને તત્કાર્યબાધ થાય, ન્યાય-સિદ્ધાન્તવદ્ મુક્ત જીવોમાં પણ ઇન્દ્રિયો સ્વીકારી શકાય નહિ, કારણ કે 'વાઙ્મનસિ સમ્પદ્યતે' ઇત્યાદિ શ્રુતિમાં ઇન્દ્રિયોના લયનું શ્રવણ છે અને 'વાગગ્નિરભવત્' શ્રુતિમાં ઇન્દ્રિયો આધિદૈવિક છે એમ શ્રવણ છે, તેથી તાદૃશ ન્યાયસિદ્ધાન્તનું તો શ્રવણ અવૈદિક કરી શકે, તેથી ઇશ્વરનાં તત્તન્નિયત ઇન્દ્રિયો નિત્ય અને જીવોનાં ઇન્દ્રિયો તો અદૃષ્ટે કૃત છે, તે જીવેન્દ્રિય પણ પ્રતિનિયત ભગવદીય છે, ભગવદર્થ જ કૃત છે, પ્રતિનિયત જીવેન્દ્રિય ભગવદર્થ કલૃપ્ત છે એમ માનવું, તેથી તે ઇન્દ્રિયોએ સહ ભગવાનનો સ્વાભાવિક વા આધ્યાત્મિક સમ્બન્ધ વક્તવ્ય છે, અને તેથી ઇન્દ્રિયના સમ્બન્ધદ્વારા ભગવાન્માં દોષનો સમ્બધ છે, તેથી તાદૃશ સદોષ ભગવાનનું ભજન કર્તવ્ય નથી એમ આશઙ્કા થાય તો તેનો પરિહાર કરતાં કથે છે, કે આપ અકરણ છો, આપ ઇન્દ્રિયે રહિત છો, કોઇ પણ પ્રકારે આપને ઇન્દ્રિય નથી, અકરણ સતે ઇન્દ્રિયકાર્ય કેમ થઈ શકે એ શઙ્કાનો પરિહાર 'સ્વરાટ્' પદે કથે છે, આપ સ્વરાટ્ છો, સ્વે રૂપે—સ્વરૂપે—જ આપ પ્રકાશો છો, આપનું સ્વરૂપ જ સર્વસમર્થ ન હોય તો ઇન્દ્રિયોમાં તે સામર્થ્ય ક્યાંથી આવે ? મૂલભૂતેન્દ્રિય કલ્પતાં તો અદ્વૈત-વિરોધ પ્રાપ્ત થાય. કિઞ્ચ આપ અખિલકારકશક્તિધર છો, સર્વ—ષટ્ પણ—કારકની—સકલ ક્રિયાકલાપની—આધારાદિ શક્તિને—સામર્થ્યને—આપ ધરો છો, કારણ કે શબ્દાશ્રય તે તે કારકો અનિત્ય છે, ભગવાન્માં જાતિવત્ નિયતશક્તિમત્ત્વ સ્વીકારતા તો કાર્યાન્તરનો ઉદય—ઉદ્ગમ જ થાય નહિ, સર્વશક્તિમત્ત્વ સ્વીકારતાં તે એક જ ઇન્દ્રિયે પણ સર્વ કાર્ય સમ્ભવતાં તે ઇન્દ્રિયને શુદ્ધ બ્રહ્મત્વ આપન્ન થતાં અનેક કૃતિ વ્યર્થ થઈ જાય, આથી કારકોની સર્વ જ શક્તિને આપ ભગવાન્ જ ધરો છો—ભરો છો—અને તત્તદવસરે તે તે શક્તિને તત્ર તત્ર સ્થાપો છો એમ માનવું. આ અર્થમાં અન્યથાનુપપત્તિરૂપ હેતુનું કથન 'તવ બલિં' ઇત્યાદિએ કરે છે, જો અનિમિષ ઇન્દ્રિયદેવતાની સ્વતઃશક્તિ હોય વા તેઓ સ્વાધીન હોય ત્યારે ભગવાનને બલિ સમર્પીને સ્વયં ભગવચ્છેષ ગ્રહે નહિ પરન્તુ 'યાવદ્બલિં તેજ હરામ કાલે' વાક્યમાં સૃષ્ટિસમયે તાદૃશ બલિ-હરણની પ્રાર્થનાનું શ્રવણ છે, કિંચ, તે અનિમિષ દેવો અજ્ઞાએ વ્યાપ્ત છે, તેઓ પ્રકૃતિએ વશીકૃત છે, તેથી તેઓ સ્વતન્ત્ર કેમ હોય ? લોકમાં અજારક્ષકો પણ સ્વાત્મ્યર્થ જ સેવા કરે છે, અથવા તેઓ અજામાત્રને પરિગ્રહે છે, તેથી યત્ર આ અનિમિષ દેવો અત્યલ્પ છે, ઇન્દ્રિયસ્વામીઓની પણ આ સ્થિતિ છે, ત્યારે ઇન્દ્રિયશક્તિઓ તત્ર સ્થિતિ કેમ કરી શકે ? અલ્પ જ દેવતાઓની આ સ્થિતિ હરી એ

આશઙ્કાના પરિહારાર્થ મહાન્ વિશ્વસૃજ્ની પણ આ જ સ્થિતિ છે એમ જણાવવાને અલ્પાન્તરરૂપ દૃષ્ટાન્ત 'વર્ષભુજઃ' ઇત્યાદિ પદે કર્યે છે, જેમ જમ્બુદ્વીપમાં નવ વર્ષ છે-તથા અન્ય દ્વીપમાં સપ્ત સપ્ત વર્ષ છે-તત્ર એકૈક અધિપતિ હોય છે, તેઓ સ્વનિર્વાહાર્થ સાર્વભૌમની સેવા કરે છે, તેમ એકૈકેન્દ્રિયના સ્વામીઓ સર્વસઙ્ઘાતાધિપતિની સેવા કરે છે, અનિમિષ દેવ અજાએ-માયાએ-આપના બલિને ઉદ્વહે છે અને સમ્યક્ અદે છે, ભગવાનને બલિ સમર્પીને તે શેષને સ્વયં ગ્રહે છે, જેમ અખિલક્ષિતિપતિ સાર્વભૌમ રાજાનો બલિ-કર-નવવર્ષાદ્યધિપતિ-ખણ્ડમણ્ડલપતિ-વહે છે તેમ વિશ્વસૃજાદિ દેવો પણ ભગવાનને બલિ સમર્પીને સ્વયં તદુચ્છિષ્ટ શેષને ગ્રહે છે, અને આ શેષગ્રહી ઇન્દ્રિયસ્વામીઓ અપ્રયોજક પણ નથી, કિન્તુ તેઓ વિશ્વસૃજ્ છે, વિશ્વ સર્જનમાં તેમનો વિનિયોગ કર્તવ્ય છે. કિઞ્ચ વર્ષાધિપતિઓ તો કદાચિત્ સ્વતન્ત્ર પણ હોય, પરન્તુ આ વિશ્વસૃટ્ કેવલ આપને જ અધીન છે એમ 'વિદધતિ યત્ર યે ત્વધિકૃતાઃ' ઇત્યાદિએ કર્યે છે. સુતરાં આપ ભગવાનથી અન્તઃ ચકિત-ભીત-સતા તેઓ તથા તથા કરે છે, અને જે જે કાર્યમાં આપે અધિકારિત્વે તેમને સ્થાપ્યા છે તે તે કાર્ય તેઓ ભગવાનથી ભીત જ રહીને કર્યા જાય છે, અન્યથા-જો તેઓ ત્વદધીન ન હોય તો-તેમના અનભિપ્રેત કાર્યમાં તેઓ અધિકૃત-સ્થાપિત-જ થાય નહિ, અપ્રિય કાર્યમાં તેઓ વર્તે જ નહિ, આપના જ ભયથી ઇન્દ્રિયો વિરસ દુર્ગન્ધમાં ભયાનક દુષ્ટ શબ્દમાં વા દુઃખપુઞ્જ ખરસ્પર્શમાં પ્રવર્તે છે, જો તે દેવો ત્વદધીન ન જ હોય તો સુતરાં લોકનિન્દિત મલોત્સર્ગાદિ કાર્યમાં અધિકારને તેઓ ગ્રહે જ નહિ. આ પ્રકારે ધર્મધર્મિપ્રકારે ભજનાર્થ દોષાભાવ કથ્યો. (૧૫)

स्थिरचरजातयः स्युरजयोत्थनिमित्तयुजो
विहर उदीक्षया यदि परस्य विमुक्त ततः ।
न हि परमस्य कश्चिदपरो न परश्च भवेद्
वियत इवापदस्य तव शून्यतुलां दधतः ॥ १६ ॥
सर्वभावविनिर्मुक्तः पूर्णः क्रीडार्थमुद्गतः ।
निमित्तं तं समाश्रित्य जायन्ते जीवराशयः ॥ १६ ॥

હે તનોવિમુક્ત! આપ પરની ઉદીક્ષાએ જ્યારે વિહર થાય છે ત્યારે અજાએ ઉત્થ નિમિત્તયુક્ સ્થિરચરજાતિ સ્વતઃ જ ઉત્પન્ન થાય છે, પરમને કોઇ પર કે અપર ન હોય, કારણ કે આપ પરમ તો વિયદ્વત્ અપદ છો અને શૂન્યતુલાને ધરો છો. ૧૬.

સર્વભાવવિનિર્મુક્ત પૂર્ણ કૃષ્ણ ક્રીડાર્થ ઉદ્ગત છે, તે નિમિત્તને સમાશ્રયીને જીવરાશિઓ થાય છે. ૧૬.

કાર્યદ્વારા પ્રાપ્ત દોષને 'સ્થિરચરજાતયઃ સ્યુઃ' શ્લોકે નિરાકરે છે. જો ભગવાન્ પૂર્ણાનન્દ સર્વદોષવિવર્જિત છે તો તે પૂર્ણાનન્દ સર્વદોષવિવર્જિત ભગવાનના અંશ જીવો નાનાવિધ યોનિને કેમ પ્રાપ્ત થાય ? આથી જનાય છે કે ભગવાન્ જ તેમને સ્વહિતાર્થ ઉત્પાદે છે, અન્યથા તેમની ઉત્પત્તિ જ ઘટે નહિ એમ આશઙ્કાને પરિહરે છે કે જેમ સ્વગૃહમાં રમમાણ પણ રાજાને તદ્દાનન્દોદ્રેકથી બહિર્ગમનેચ્છા થાય છે તેમ જ્યારે આપનો વિહર--વિહાર--થાય છે, સ્વાર્થથી નહિ પરન્તુ સ્વાનન્દોદ્રેકમાત્રથી આપનો પણ કદાચિત્ વિહાર--ક્રીડા-- થાય છે, ત્યારે સ્થિરચરજાતિ-

સ્થાવરજઙ્ગમભેદ સ્વય જ વર્ષાકાલે જીવવત્ ઉત્પન્ન થાય છે, પર્જન્ય વર્ષણથી અધિક કિઞ્ચિત્ પણ પણ કાર્ય કરતો નથી, તેમ ભગવાન્ પણ જીવની ઉત્પત્ત્યર્થ કેવલ જ વિહાર કરે છે, તે વિહારથી ચેષ્ટા ઉદ્‌ગત થતાં તે જ ચેષ્ટા પ્રસિદ્ધ કાલ કથાય છે, અને તે કાલે પ્રકૃત્યાદિ શક્તિઓ પ્રેરિત થત છે, જેમ રાજા નિર્ગત સતે અપ્રેરિત પણ સેવક સ્વસ્વકાર્યમાં પ્રવર્તે છે તેમ કાલ ગુણક્ષોભને કરે છે, અને પ્રબલાગ્નિ ઉદ્‌ગત સતે વિસ્ફુલિઙ્ગ નિઃસરે છે તેમ જીવ પણ નિઃસરે છે, તતઃ કાલે ક્ષુબ્ધ ગુણ સાક્ષાત્ અને પરમ્પરાએ સર્વ જ કાર્યજાતને ઉપાદે છે, તત. ભગવાન્‌માંથી નિર્ગત તે જીવો પ્રકૃતિ ઉપગ્રહીને યત્ર કવચિત્ કામવશાત્ કર્મને વા અજ્ઞાનને નિમિત્તત્વે સમાશ્રયીને નાનાવિધ યોનિને પ્રાપ્ત કરે છે, જેમ વાયુને આલિઙ્ગીન તે વાયુએ યત્‌કુતશ્ચિદ્ નીયમાન અગ્નિનિર્ગત વિસ્ફુલિઙ્ગ તૃણાદિમાં પડતાં ઉદ્ભવને પ્રાપ્ત કરે છે, જલમાં પડતાં નિર્વીર્ય થઈ જાય છે, અને ભૂમિમાં પડતા મધ્યભાવ સ્થિતિ કરે છે તેમ, જીવ પણ ભગવાન્‌માથી નિઃસરીને પ્રકૃતિને ઉપગ્રહીને નિમિત્તત્વે કર્મનો વા અજ્ઞાનનો સમાશ્રય કરીને નાનાવિધ યોનિને પ્રાપ્ત કરે છે, જેમ દૃષ્ટાન્તમાં મૂલભૂત વહ્નિ કોઈક સ્થલે કોઈક વિસ્ફુલિઙ્ગને યોજે છે તેમ અજાએ–પ્રકૃતિએ–ઉત્થિત સતી તે સ્થિરચરજાતિ આપમાંથી ઉત્થિત નિમિત્તે–કર્માદિએ–સંયોજાય છે, તેથી તે સ્થિરચરજાતિ અજયોરુત્થાનિમિત્તયુક્ છે, અને તેથી આપનો વિહાર જ તત્ર નિમિત્ત છે. આપની કેવલ ક્રિયાશક્તિ જ ત્યારે નિમિત્ત હશે એમ આશઙ્કીને ' ઉદીક્ષયા ' પદે જ્ઞાનશક્તિનું પણ નિમિત્તત્વ કથે છે, જ્યારે ઈક્ષા ઉદ્‌ગતા થાય છે ત્યારે તે ઉદ્‌ગતા ઈક્ષાએ સહિત જ વિહાર થાય છે, તેથી આપની ક્રીડા કેવલ ક્રિયાશક્તિપૂર્વિકા નથી, પરન્તુ વીક્ષાપૂર્વિકા જ્ઞાનપૂર્વિકા પણ છે. પરન્તુ આ વિહાર પણ અજાએ થાય અને તેથી પ્રકારાન્તરે પણ દોષ પ્રસક્ત થાય એમ આશઙ્કીને 'પરસ્ય' પદે પરિહરે છે કે આપ પર છો, અજાના પણ નિયામક છો, તેથી નિયામક આપમાં નિયમ્યા માયાએ કૃત દોષસંસર્ગ પણ પ્રસક્ત થતો નથી. જેમ ભાર્યાએ મોહ વા આસક્તિ થાય છે તેમ ભગવાન્‌માં ભાર્યાવદ્ માયાએ કૃત મોહનો વા આસક્તિનો પણ પરિહાર 'વિમુક્ત તતઃ' પદે કરે છે કે આપ તત. વિમુક્ત છો, તે અજાએ સહ આપનો સમ્બન્ધ જ નથી, સમ્બન્ધ હોય ત્યારે તો તે અજા કાંઈ પણ મોહાસક્તિરૂપ કાર્ય કરી શકે, પરન્તુ જેમ ક્ષુદ્રા દાસી રાજપ્રેરિકા થઈ શકતી નથી તેમ વિહારમાં કવ પણ ક્ષુદ્રા માયા દાસી ભગવત્પ્રેરિકા થઈ શકતી નથી, પ્રકૃતિ પ્રેરિકા મા હો તથાપિ ગુણ કાલ વા અન્ય જ અન્તરઙ્ગા શક્તિ પ્રેરક હો, અને તે શક્તિઓએ જ ભગવાન્‌માં દોષસમ્બન્ધ પ્રાપ્ત થાય એમ આશઙ્કીને 'નહિ પરમસ્ય ' પદે પરિહરે છે કે આપ પરમ છો, અતિપર છો, અક્ષરથી પણ અપેક્ષિત છો, લોકવાર્તાનભિજ્ઞ છો, આપને કોઈ પણ પદાર્થ અપર–હીન–નથી વા પર–ઉત્કૃષ્ટ–નથી, અપર કે પર કોઈ પણ આપને વિહારાર્થ પ્રેરી શકતું નથી, સ્વતન્ત્ર આપ વિહાર કરો છો, તેથી અજાને ક્ષુદ્રા દાસી કથીને આપને રાજદૃષ્ટાન્ત સમર્પ્યું, રાજદૃષ્ટાન્ત વિહારાર્થ જ છે, પ્રેરણાર્થ નથી, પ્રેરક અર્થ પણ તેને જ પ્રેરે છે કે જેનો કોઈ પણ પ્રેર્ય વિષય હોય, જેમ અન્તઃકરણબોધનાર્થ અને તતઃ અશ્વશસ્ત્રાદિક્રિયાર્થ ચક્ષુઃશ્રોત્રને પ્રેરે છે તત્ર તો અન્તરઙ્ગસામગ્રી સમ્પાદિકા વા પ્રેરિકા પણ હોય છે, પરન્તુ આપ તો કેવલ આનન્દમાત્ર સર્વસમ્બન્ધરહિત છો, તેથી પ્રેરણવિષય જ ન હોવાથી કથઞ્ચિત્ પણ આપનો પ્રેરક કોઈ પણ થઈ શકતો નથી, તત્ર પણ સ્વરૂપ સ્થાન વિશેષાકૃતિ ઉત્કર્ષભાવાપન્ન અને અપકર્ષભાવાપન્ન પદાર્થ એમ પઞ્ચવિધા સામગ્રીનો પણ આપમાં અભાવ છે, આ પઞ્ચ સામગ્રી પણ આપ ભગવાન્‌માં નથી, કારણ કે આપ સર્વથી પરમ છો, ઉત્કર્ષાપકર્ષભાવરહિત છો, અને તેથી આપને પર–ઉત્કૃષ્ટ–અપર–અવર–અપકૃષ્ટ–પણ નથી, ' ન અપરઃ' અને ન પરઃ' એમ નકારદ્વય નિર્દિશે છે કે આપ તો પરથી અને અપરથી

પૃથક્—સર્વવિલક્ષણ—જ છો. આપમાં સર્વનિષેધ સ્વતઃસિદ્ધ જ છે એ આશયથી 'અપદસ્ય' પદ પ્રયોજ્યું, આપ અપદ–સ્થાનરહિત–છો, અને ચકારથી તત્સામગ્રીરહિત પણ છો, સર્વ જ પદાર્થ સાધાર હોય છે, અને આપ ભગવાન્ નિરાધાર કેમ એ શઙ્કાના પરિહારાર્થ 'વિયત ઇવ' પદે દૃષ્ટન્ત કથે છે કે આપ આકાશ સદૃશ છો, કોઇ પણ ક્રિયાએ આપ વ્યાપૃત નથી, આથી આપ સર્વવિશેષરહિત છો એમ કથ્યું. કોઇને આપનું સ્વરૂપ પ્રત્યક્ષ નથી એમ 'શૂન્યતુલાં દધતઃ' પદ કથે છે. આપ શૂન્યતુલાને–શૂન્યસમતાને–ધરો છો, આપ શૂન્યસમ છો, તથાપિ શૂન્ય નથી, શૂન્યવાદ-નિરાસાર્થ 'તુલા' પદ પ્રયોજ્યું, 'અસઙ્ગો હ્યયં પુરુષઃ' 'અશબ્દમસ્પર્શમ્' 'કેવલમસ્તીત્યેવોપલબ્ધવ્યઃ' શ્રુતિઓ આ જ કથે છે કે આપ તો કેવલ અસ્તિત્વે જ ઉપલબ્ધવ્ય છો, તેથી એતાદૃશ ભગવાન્‌ને કોણ જાની પણ શકે કે જેથી પ્રેરે? આ પ્રકારે જીવના નાનાવિધ યોનિસમ્બન્ધે પ્રતીત પણ આપમાં પ્રામ દોષનો પરિહાર થઇ ગયો. (૧૬)

**अपरिमिता ध्रुवास्तनुभृतो यदि सर्वगता—**
**स्तर्हि न शास्यतेति नियमो ध्रुव नेतरथा ।**
**अजनि च यन्मयं तदविमुच्य नियन्तृ भवेत्**
**सममनुजानतां यदमतं मतदुष्टतया ॥ १७ ॥**
**नियन्ता जीवसङ्घस्य हरिस्तेनाणवो मताः ।**
**जीवा न व्यापकाः क्वापि चिन्मया ज्ञानिनां मताः ॥१७॥**

હે ધ્રુવ! અપરિમિત––અસંખ્યાત––અને ધ્રુવ– નિત્ય–તનુભૃત્–જીવ–જો સર્વગત વ્યાપક હોય તો તેમનું શાસન થાય નહિ, તેથી આપે તેમનું નિયમન સિદ્ધ થઇ શકે નહિ, જીવ અવ્યાપક હોય તો જ નિયમ્યનિયામકભાવ હોઇ શકે, ઇતરથા–જીવના વ્યાપકત્વમાં અને ભગવાન્‌ના અણુત્વમાં–નિયમ્યનિયામકભાવ ઉપપન્ન થાય નહિ, જે જીવ યન્મય–બ્રહ્મમય–બ્રહ્માત્મક–થયો તે બ્રહ્માત્મકત્વને અપરિત્યજીને બ્રહ્મ નિયન્તૃ છે, જીવનું નિયામક ભગવત્સ્વરૂપ છે. સર્વસમ બ્રહ્મ છે એમ અનુજાનતા જ્ઞાનીઓને તે મત દુષ્ટત્વે અમત છે, અનનુમત છે, સમ્મત નથી. ૧૭.

જીવસઙ્ઘના નિયન્તા હરિ છે તેથી જીવ અણુ માન્યા છે, ક્વ પણ જ્ઞાનીઓએ તેમને ચિન્મય વ્યાપક માન્યા નથી. ૧૭.

કોઇક નૈયાયિકાદિ જીવને વ્યાપક માને છે, તેમનો આ આશય છે. નિત્ય જીવાત્મા અણુ વા વ્યાપક હોય, પરન્તુ અવાન્તરપરિમાણવાન્ હોઇ શકે નહિ, કારણ કે અવાન્તરપરિમાણ અનિત્યત્વે વ્યાપ્ત હોવાથી અવાન્તરપરિમાણ જીવાત્મા અનિત્ય થઇ જાય. જીવ અણુપરિમાણ નથી, કારણ કે જો જીવ અણુપરિમાણ હોય તો સર્વ શરીરવ્યાપિ ચૈતન્યની ઉપલબ્ધિ થાય નહિ, કિંચ દેશાન્તરમાં અસ્મદ્ભોગાર્થ જે દ્રવ્ય–પદાર્થ–ઉત્પન્ન થાય છે તે દ્રવ્યની ઉત્પત્તિમાં અસ્મદદૃષ્ટ કારણ-ત્વે વક્તવ્ય છે, તેથી ઉત્પત્તિદેશમાં અદૃષ્ટવદાત્મસંયોગ કારણ છે. આ પ્રકારે નૈયાયિકાદિ જીવાત્માની વ્યાપકતા સિદ્ધ કરે છે, તેથી તે મતમાં પૂર્વોક્ત રીતિએ આત્મા દેશપરિચ્છેદરહિત છે અને ધ્રુવ–નિત્ય–હોવાથી કાલપરિચ્છેદરહિત પણ છે, કારણ કે જો આત્મા અનિત્ય હોય ત્યારે તો અનિર્મોક્ષ-

પ્રસઙ્ગ પ્રાપ્ત થાય, વ્યાપક પદાર્થનું અનિત્યત્વ જ અસિદ્ધ છે. કિંચ, તે આત્મા સર્વત્ર સર્વગત છે, તેથી આત્માનો સર્વત્ર સકલમૂર્તદ્રવ્યસંયોગ પણ વક્તવ્ય છે, અન્યથા ભોગસાધનાર્થ તે દ્રવ્ય ઉત્પન્ન જ થઈ શકે નહિ, કારણ કે સંસારમાં કોઇ પણ અનાદિ પદાર્થ કોઇનો ન હોય એમ સિદ્ધ નથી, આત્મામાં દેશતઃ અને કાલતઃ એમ અવચ્છેદદ્વયનો અભાવ અને સકલમૂર્તદ્રવ્યસંયોગ અવશ્ય અઙ્ગીકર્તવ્ય છે આ પ્રકારે નૈયાયિકાદિના તે મતને અનુવદીને 'અપરિમિતા ધ્રુવાઃ' ઇત્યાદિએ પરિહરે છે કે તનુભૃત્–જીવ–જો સર્વગત વ્યાપક હોય તો તેનું શાસન થઈ શકે નહિ એમ નિયમ છે, અત્ર શાસન કર્મનિમિત્ત નથી, કર્મનિમિત્ત તે તો યમાદિકાર્ય છે, પરન્તુ દાસસ્વામિવદ્ અત્ર નિયમ્યનિયામકભાવ છે, જીવ વ્યાપક હોય તો તેનું દાસત્વ સિદ્ધ થાય નહિ, અને જીવનું દાસ્ય સિદ્ધ ન થાય તો ઇશ્વિર પણ સિદ્ધ થઈ શકે નહિ. કારણ કે ઇશ્વિરનું પ્રયોજન જ રહેતું નથી, સર્વત્ર કારણત્વે જીવાત્મા વિદ્યમાન છે, તેથી તેણે જ સ્વભોગ સમ્પાદી શકાશે. અદૃષ્ટનું નિયામક તો કર્મ જ છે, અને ભોગ તો અદૃષ્ટે નિયમ્ય છે, અને કર્મ પણ પ્રયત્ને નિયમ્ય છે, તેથી જીવાર્થ ઇશ્વિરની અપેક્ષા જ ન રહેતાં ઇશ્વિર જ સિદ્ધ થઈ શકશે નહિ તો નિયમ્યનિયામકભાવ તો દૂર જ રહ્યો! કિઞ્ચ નિયમ્યનિયામકભાવ સિદ્ધ થશે નહિ એમ જે કથન આ શ્રુતિ કરે છે તેમનો આ અભિપ્રાય છે. ભોગનિયામક પરમેશ્વર જ છે, અન્યથા ભોગનિયમન થઈ શકે નહિ, અને ભોગનું નિયમન તો દેખાય જ છે, કારણ કે બહુ આત્મા વિદ્યમાન સતે એક જ શરીરમાં અમુક ભોગ દૃશ્યમાન થાય છે, સર્વ જ આત્માનો સમ્બન્ધ તુલ્ય હોવાથી આત્રફલ એક શરીરે ભક્ષિત સતે તે એકને જ સુખ કેમ થાય? તે સુખ અદૃષ્ટે થયું એમ હોય તો તે અદૃષ્ટ પણ તે જ શરીરનું અને અન્યનું નહિ એમાં નિયમ શો? આત્મસંયોગ પણ તુલ્ય હોવાથી સર્વ જ આત્માના જ્ઞાનેચ્છાપ્રયત્ન પણ તુલ્ય થઈ જશે, અને ઇશ્વિરવ્યતિરિક્ત કોઇ પણ અન્ય નિયામક નૈયાયિકાદિમાં નથી કે જે નિયામકે કરીને પ્રતિનિયત ભોગદર્શનનો નિયમ સિદ્ધ થાય, પ્રત્યુત નિયામક ઇશ્વિર સ્વીકારતાં તો એક જ આત્મા અમુકનો ભોગ કરે અને અન્ય નહિ એમ નિયમ ઇશ્વિરનિયમનથી સઙ્ગત થઈ રહે છે તેમ અદૃષ્ટમાં પણ ઇશ્વિરનિયમનથી જ સર્વ સઙ્ગત થઈ શકે છે, તેથી અવશ્ય ભોગનિયમાર્થ નિયામક ઇશ્વિર વક્તવ્ય છે, અને તે નિયમન પણ પરમાત્મા વ્યાપક હોય તો જ સઙ્ગત થઈ શકે, જીવ વ્યાપક હોય તો ભોગનિયમન સઙ્ગત થઈ શકે નહિ, કારણ કે જીવાત્માને 'હું પણ મહાન્–વ્યાપક–છું' એમ અભિમાન રહે, અને વ્યાપકત્વ તુલ્ય હોવાથી તે ભગવાનને માને નહિ, કિંચ એક નિયામક વ્યાપક ઇશ્વરે જ જો પ્રતિનિયતભોગ સિદ્ધ થઈ શકે, ત્યારે તો જીવાત્મામાં વ્યાપકતા પણ વક્તવ્ય ન રહી, કારણ કે અણુપરિમાણ પણ જીવાત્મામાં ગન્ધવદ્ આદેહવ્યાપી ચૈતન્યગુણ સમ્ભવે છે, ગન્ધમાં આશ્રયાવિચ્છેદ જ યુક્ત છે, કારણ કે દેખાય છે પણ તેમ જ, યત્ર અન્યથા નિરન્તર ઉત્પત્તિની અપેક્ષા છે તત્ર તો આશ્રયને પણ પરિત્યજીને ગન્ધ પત્રપુષ્પાદિવદ્ અન્યત્ર જાય છે એમ માનવું, કારણ કે ગન્ધવાહની પ્રસિદ્ધયર્થ 'યથા વૃક્ષસ્ય સમ્પુષ્પિતસ્ય દૂરાદ્ ગન્ધો વાતિ' શ્રુતિનું પ્રામાણ્ય છે, અવયવગતિકલ્પના તો યોજનગન્ધામાં બાધિત થાય છે, પુષ્પના સન્નિધિમાં યાદૃશ પ્રકટ ગન્ધ છે તાદૃશ પ્રકટ ગન્ધ તે પુષ્પોમાંથી તદવયવ એક પુષ્પ ઘ્રાણગત થયે પ્રાપ્ત થઈ શકે નહિ તેથી શ્રુતિયુક્તિએ ગન્ધવદ્ જ ચૈતન્ય પણ સર્વદેહવ્યાપિ થઈ શકે છે, લોકમાં નિયમ્યનિયામકભાવ પરિચ્છિન્નમાં જ હોય છે, તેથી પરમાત્મા વ્યાપક અને જીવાત્મા અણુ છે, જેમ નિયમ્ય જીવાત્મા અણુ છે તેમ નિયામક પરમાત્મા પણ અપરિચ્છિન્ન અણુ માનતાં શો દોષ એમ આશઙ્કીને 'ધ્રુવ' પદે પરિહરે છે કે હે ધ્રુવ! જે નિશ્ચલ હોય છે તે વ્યાપક જ હોય છે, પ્રકારાન્તરે ધ્રુવતા તો ભૂમ્યાદિમાં

પણ દશ્યમાન થાય છે, તેથી ઇશ્વર જ વ્યાપક છે, 'તસ્મિન્નાકાશ ઓતઃપ્રોતશ્ચ' શ્રુતિ પણ પરમાત્માના વ્યાપકત્વનું શ્રવણ કરાવે છે, 'આરાગ્રમાત્રો હ્યપરોપિ દૃષ્ટઃ' શ્રુતિ તો જીવવિષયક છે, તેથી પરમાત્મા અણુ નથી, પરન્તુ વ્યાપક છે, અને 'નાણુરતચ્છ્રુતેરિતિ ચેન્નેતરાધિકારાત્' ન્યાયે પણ પરમાત્માનું વ્યાપકત્વ જ સિદ્ધ થાય છે, ઇતરથા—જીવ વ્યાપક હોય અને ભગવાન્ અણુ હોય એકદેશ પણ જો અન્યથા હોય તો—નિયમ્યનિયામકભાવ ઉપપન્ન થાય નહિ. અત્ર જીવના અણુત્વમાં કોઇ પણ દૃઢ ઉપપત્તિ નથી, તેથી જીવમાં વ્યાપકત્વ અને નિયમ્યત્વ ઉભયે સ્વીકારતાં શો દોષ ! અલ્પ પિતાએ બાલકનું અને અલ્પ સિંહે મહાગજનું નિયમન થઈ શકે છે, સૂક્ષ્મ પણ રાજા સર્વ લોકને નિયમે છે અને સૂક્ષ્મ પણ અગ્નિકણે સર્વ દહાય છે. તેથી નિયમ્ય જીવ ભલે વ્યાપક રહે અને નિયામક ઇશ્વર ભલે અણુ રહે, નિયામક સ્થૂલપરિમાણવાન્ જ અને નિયમ્ય સૂક્ષ્મપરિમાણવાન્ જ એમ કાંઇ નિયમ જણાતો નથી, તેથી નિયમ્ય જીવાત્માને અણુ માનવાનો આગ્રહ વ્યર્થ છે એમ આશઙ્કા થાય તો ' અજનિ ચ ' ઇત્યાદિએ પરિહરે છે કે જે યન્મય ઉત્પન્ન થાય તે તેને નહિ મૂકીને—તજ્જીને—શું નિયન્તૃ થઈ શકે છે ? નહિ જ, બાધ્યબાધકભાવ દાહ્યદાહકભાવ અને નિયમ્યનિયમકભાવ અન્ય છે, પરસ્પર પૃથક્ છે, રાજ્યોત્પન્ન પ્રજા રાજ્યમય છે, કારણ કે રાજ્ય રાજાનું અઙ્ગ છે, તેથી રાજમય જ પ્રજા છે, તેમ જીવ પણ ભગવન્મય છે, જીવ વ્યાપક હોય તો કોઇ પણ પ્રકારે તેઓ તન્મય—ભગવન્મય—થાય નહિ, જીવમાં ભગવાનનો નિયતાન્વય વિદ્યમાન સતે પણ ઇશ્વરનું અપ્રયોજકત્વ વદતો વાદી સાહસી થાય છે, તેથી જીવના ભગવન્મયત્વની અન્યથાનુપપત્તિએ જ જીવનું વ્યાપકત્વ નથી અણુત્વ જ છે એમ સિદ્ધ થયું. આત્મૈકત્વને વદના વેદાન્તીઓ પણ સર્વત્ર તુલ્યદર્શનથી નિયમ્યનિયામકભાવ અઙ્ગીકરતા નથી, તેથી તે વેદાન્તમા નિયમ્યનિયામકભાવ નથી એમ જેઓ વદે છે તેમના મતને અનુવદીને 'સમનુજાનતામ્' ઇત્યાદિએ પરિહરે છે કે બ્રાહ્મણમાં પુલ્કસમાં સ્તેનમાં બ્રહ્મમાં અર્કમાં સ્ફુલિઙ્ગમાં અક્રૂરમાં અને ક્રૂરમાં સમદૃક્ પણ્ડિત મનાય છે, તેથી સર્વત્ર જ જે બ્રહ્મવિત્ સમદ્રષ્ટા સમ બ્રહ્મને અનુજાને છે તેમને પણ આ—જીવનું વ્યાપકત્વ—તો અનનુમત છે, તેઓ પણ નિયમ્યનિયામકભાવને અઙ્ગીકરે છે જ, કારણ કે અન્યથા ભગવાન્ મુક્તોપસૃપ્ય હોય નહિ, ' ચતુર્વિધા ભજન્તે માં ' શ્રીમુખવાક્યે જ્ઞાનીઓ પણ ભજન કરે છે એમ શ્રવણ કરાવ્યું છે. જ્ઞાનમાર્ગમાં જીવની અનિયમ્યતા રહેતાં શો દોષ એમ આશઙ્કીને મતદુષ્ટનયા ' પદે પરિહરે છે કે મતમાં—બ્રહ્મવાદમાં—'એષ સર્વેશ્વરઃ' 'એષ લોકપાલઃ' 'એષ ભૂતાધિપતિઃ' એમ સર્વત્ર ઉપનિષદ્માં ભગવાનના નિયામકત્વનું શ્રવણ છે. તેથી જીવ નિયમ્ય નથી એ અર્થ દુષ્ટ છે. 'એતસ્યૈવાક્ષરસ્ય પ્રશાસને ગાર્ગિ દ્યાવાપૃથિવી વિધૃતે તિષ્ઠતઃ ' ઇત્યાદિ શ્રુતિએ અને ' સા ચ પ્રશાસનાત્ ' ન્યાયે ભગવત્કૃત નિર્ભીત સ્પષ્ટ જ પ્રશાસન છે, તેથી ભગવાનનું નિર્ભીત પ્રશાસન સર્વવાદિસમ્મત છે, અને તાદૃશ પ્રશાસન ભગવાન્ વ્યાપક હોય તો જ ઘટે, અન્યથા જીવમાં અબ્રહ્મમયત્વપ્રસઙ્ગ પ્રાપ્ત થાય

આ પ્રકારે ભગવાનના માહાત્મ્યસિદ્ધ્યર્થ જીવનું ભગવદધીનત્વ સ્થાપવાને જીવસ્વાતન્ત્ર્યપક્ષને અનુવદીને નિરાકર્યો, જીવના સ્વરૂપતઃ વ્યાપકત્વે તેઓ ભગવન્નિયમ્ય થઈ શકે નહિ, ભોગમોક્ષાદિવ્યવસ્થાર્થ ભગવાનની અપેક્ષા છે, તેથી જીવને વ્યાપક ન સ્વીકારતાં નિયામક ભગવાનને વ્યાપક સ્વીકારવા એ યુક્ત છે, તેથી વિસ્ફુલિઙ્ગરૂપ શ્રૌત જ ન્યાય અઙ્ગીકરાય ત્યારે જ નિયમ્યનિયામકભાવ ઘટે, સ્માર્તપક્ષમાં જીવની વ્યાપકતા માની છે તે સ્વીકારતાં તો નિયમ્યનિયામકભાવ રહે નહિ, તેથી શ્રુતિએ અત્ર સ્માર્ત વ્યાપકતાનું નિરાકરણ કરીને શ્રૌત જ સિદ્ધાન્તનો પરિગ્રહ કર્યો. (૧૭)

न घटत उद्भवः प्रकृतिपूरुषयोरजयो–
रुभययुजा भवन्त्यसुभृतो जलबुद्बुदवत् ।
त्वयि त इमे ततो विविधनामगुणै परमेस्य
सरित इवार्णवे मधुनि लिल्युरशेषरसाः ॥ १८ ॥
नामरूपप्रपञ्चं हि देवतिर्यङ्नरात्मकम् ।
कृष्णादेव समुद्भूतं लीनं तत्रैव तन्मयम् ॥ १८ ॥

અજ પ્રકૃતિપુરુષનો ઉદ્ભવ–ઉત્પત્તિ–ઘટતો નથી, ઉભયયુજે–પ્રકૃતિપુરુષસંયોગે–જલબુદ્બુદવત્ અસુભૃત્–જીવ–થાય છે, તેથી જેમ સરિદ્ અર્ણવમા તેમ પરમ આપના વિવિધ નામગુણે તેવા અસુભૃદ્ જીવો આપમાં છે, આપમાં લીન થાય છે, અશેષ રસ મધુમાં લીન થાય છે તેમ વિવિધ નામગુણે સહ તે જીવો આપમાં નિલીન થાય છે. ૧૮

દેવતિર્યઙ્નરાત્મક નામરૂપપ્રપઞ્ચ કૃષ્ણમાથી જ સમુદ્ભૂત છે અને તત્ર જ તન્મય લીન છે. ૧૮

તદાત્મકતા પણ ત્યારે ઘટે જ્યારે જે રૂપ આવિર્ભાવાર્હ છે તે આવિર્ભવે, જીવ તો વિસ્ફુલિઙ્ગન્યાયે ઉદ્ગમે છે, તેથી તેની બ્રહ્માત્મકતા તો યુક્ત છે, પરન્તુ સઙ્ઘાત નથી પ્રકૃત્યાત્મક, નથી પુરુષાત્મક, અને નથી ઉભયાત્મક પણ, કારણ કે પ્રકૃતિ અને પુરુષ ઉભયના અજનત્વે કાર્યાર્થે અવિર્ભાવ છે આ સર્વનું કથન 'ન ઘટતે' ઇત્યાદિએ અત્ર શ્રુતિ કરે છે. અજનો–પ્રકૃતિપુરુષનો–ઉદ્ભવ ઘટતો નથી ત્યારે સઙ્ઘાતોત્પત્તિ કયે પ્રકારે? ઉભયયુજા–ઉભયયોગે–પ્રકૃતિપુરુષસમ્બન્ધે દેવતિર્યગાદિ અસુભૃત્ સઙ્ઘાત થાય છે, જે કેવલ પ્રકૃતિપુરુષે ન થાય તે સઙ્ઘાતે–તદુભયના સંયોગે–કેમ થાય? કેવલ જલે વા વાયુએ બુદ્બુદ થતા નથી, પરન્તુ જલના અને અનિલના યોગે બુદ્બુદ થાય છે તેમ પ્રકૃતિપુરુષસંયોગે સઙ્ઘાત પણ થાય છે તેથી કોઇ પણ અનુપપત્તિ ન રહી એમ પણ થયું તેથી શું? ને આ પરિદૃશ્યમાન સર્વ અસુભૃદ્ આપમાં જ છે, તેથી સર્વકારણ આપ જ છો, અત્ર આ અભિપ્રાય છે, અજ પ્રકૃતિપુરુષનો સંયોગ ઇષ્ટ નથી, કારણ કે અજત્વે અને વ્યાપકત્વે તે ઉભયે ક્રિયાવાન્ નથી, ક્રિયાવત્ત્વના અભાવથી તે અજ અને વ્યાપક પ્રકૃતિપુરુષના સંયોગનો પણ અભાવ છે, તાદૃશ પ્રકૃતિપુરુષનો સંયોગ નહિ ઘટતાં તે પણ સંયોગ જો ભગવદ્રૂપ હોય તો સિદ્ધ થઇ શકે, અથવા ભગવાન્ જ અઘટમાન પણ સંયોગને સિદ્ધ કરી શકે છે, કારણ કે અઘટિતઘટનાકર્તા ભગવાન્ જ છે, આથી સર્વ સઙ્ઘાતની ભગવદાત્મકતા જ છે, અને તેથી તે સર્વે સઙ્ઘાત ભગવાનમાં જ પર્યવસિત થાય છે, અન્યત્ર પર્યવસિત થતા નથી એમ સિદ્ધાન્ત છે. કિંચ, જો સઙ્ઘાત એકરૂપ હોય ત્યારે તો કથઞ્ચિત્ પ્રકૃતિપુરુષાત્મકતા પણ કલ્પાય, પરન્તુ એકરૂપત્વ જ સઙ્ઘાતમાં નથી કિન્તુ સર્વ જ સઙ્ઘાતનાં નામ રૂપ અને ગુણ વિવિધ–પરસ્પરવિલક્ષણ–છે, તે વિવિધ નામરૂપગુણથી જણાય છે કે સઙ્ઘાત ભગવદાત્મક જ છે, પ્રકૃતિપુરુષાત્મક નથી, કારણ કે ભગવાન્ જ અચિન્ત્યશક્તિ અને અનન્તમૂર્તિ છે. અર્વાચીન પણ પ્રકૃતિપુરુષમાં અનન્તશક્તિતા કેમ નહિ? તે અચિન્ત્યશક્ત્યાદિધર્મો આપ પરના–બ્રહ્મના–જ છે અન્યના નથી, એમ સિદ્ધાન્ત છે. કિંચ, તે જ તદાત્મક હોય જે જ્યાં એકતાને પ્રાપ્ત કરે, જેમ સર્વ સરિદ્ અર્ણવમાં હોય છે, અર્ણવમાંથી જ મેઘદ્વારા

ઉત્પન્ન થાય છે અને અર્ણવમાં જ પ્રવિષ્ટ થાય છે, તેથી જલાત્મક અર્ણવની નદીઓ પણ–તદાત્મિકા–જલાત્મિકા હોય છે, પરન્તુ પર્વતાત્મિકા વા ભૂમ્યાત્મિકા હોતી નથી, તેમ આ સઙ્ઘાત પણ પ્રકૃત્યાત્મક વા પુરુષાત્મક ન હોતાં સચ્ચિદાત્મક જ હોવાથી સચ્ચિદાત્મક ભગવાનમાં જ–અન્યત્ર નહિ–પ્રતિષ્ઠિત થવાને યોગ્ય છે. જો ભગવદાત્મક વિશ્વ હોય ત્યારે ભગવાનમાં વિશ્વ પ્રતીત થાય, અને જેમને ભગવત્સાક્ષાત્કાર થાય તેમના અનુભવમાં વિશ્વની પણ સ્ફૂર્તિ થાય, અને તેથી અનીક્ષા પણ પ્રસક્ત થાય એમ આશઙ્કીને 'મધુનિ' ઇત્યાદિ પદે પરિહરે છે કે જેમ અશેષ રસ મધુમાં લીન થાય છે તથાપિ આ અમુક પુષ્પનો રસ અને આ તો અમુક પુષ્પનો રસ એમ ભિન્નતાએ તે પ્રતીત થતા નથી કિન્તુ એકતાને આપન્ન તે અશેષ રસ મધુત્વે જ પ્રતીત થાય છે, તેમ ભગવાનમાં પણ સર્વ સઙ્ઘાત સૂક્ષ્મરૂપે સ્થિતિ કરે છે, તથાપિ તે સઙ્ઘાત ભિન્નતાએ પ્રતીત થતા નથી. આ પ્રકારે નિયમ્યત્વાર્થ જીવની અને સઙ્ઘાતની પણ પ્રત્યેકતઃ અને સમુદાયતઃ ભગવદાત્મકતા નિરૂપીને ભગવાનનુ અવશ્ય ભજનીયત્વ શ્રુતિએ નિરૂપ્યું. (૧૮)

**नृषु तव मायया भ्रमममीष्ववगत्य भृशं**
**त्वयि सुधियोभवे दधति भावमनुप्रभवम् ।**
**कथमनुवर्ततां भवभयं तव यद्भ्रुकुटिः**
**सृजति मुहुस्त्रिणेमिरभवच्छरणेषु भयम् ॥ १९ ॥**
**नृणां दुर्गतिमालोक्य ये सेवन्ते दृढव्रताः ॥**
**कृष्णं तद्भ्रुकुटिः कालो न तान् हन्ति कदाचन ॥ १९ ॥**

આ મનુષ્યોમાં સુધી–સદ્બુદ્ધિમાન્–આપની માયાએ ભ્રમને–દુઃખરૂપ કાલાદિગ્રાસને–જાણીને આપ અભયમાં અનુપ્રભવ ભાવને સ્થાપે છે તેમને પુન: ભવભય-સંસારભય–કયે પ્રકારે અનુવર્તે ? કારણ કે આપની ભ્રુકુટિ ત્રિણેમિ–શીતાતપવર્ષાખ્યનેમિત્રયવાન્ કાલ–મુહુઃ અભવચ્છરણમાં ભયને સર્જે છે, જેમને આપનું શરણ નથી તેવા અભવચ્છરણમાં મુહુ આપની ત્રિણેમિ ભ્રુકુટિ ભવભયને સર્જે છે. ૧૯

નૃની દુર્ગતિને આલોકીને દૃઢવ્રત જેઓ કૃષ્ણને સેવે છે તેમને તદ્ભ્રુકુટિ કાલ કદાચન હનતો નથી. ૧૯.

ભગવાને સૃષ્ટ્યાદિમાં કાલને અને માયાને સર્જ્યાં, કેવલ માયાએ મુગ્ધ થશે તેમને કાલ ગ્રસશે, પરન્તુ ભગવન્માયાએ ગ્રસ્ત અને તતઃ કાલે ગ્રસ્ત લોકને આલોકીને માયાપગમમાં અને નિસ્તારમાં ભગવદ્ભજન જ ગતિ છે એમ નિશ્ચય કરીને જેઓ ભગવાનને સેવે છે તેમને પુનર્માયામોહ સર્વથા સઙ્ગત નથી, અને તેથી કાલગ્રાસાભાવ પણ સિદ્ધ છે. ભક્તિમાર્ગમાં વિષય હોવાથી કદાચિત્ કથંચિત્ મોહ થાય પણ, તથાપિ કાલગ્રાસ તો થતો જ નથી તેમને ભવભય કેમ અનુવર્તે ? આપની ભ્રુકુટિ અભવચ્છરણમાં જ ભયને સર્જે છે. તેથી ભક્તિમાર્ગ સર્વથા કાલનાશક છે. શાસ્ત્ર મનુષ્યાધિકારિ હોવાથી અને અન્ય તો ભોગદેહી હોવાથી મનુષ્યશરીરાનન્તર પુનઃ કર્માધિકારથી નાનાવિધ યોનિસમ્બન્ધ થાય છે–અત્ર 'સ્વર્ગાપવર્ગયોર્દ્વાર તિરશ્ચાં પુનરસ્ય ચ' જ વાક્ય પ્રમાણ છે–તેથી 'નૃણાં ભ્રમમ્' એમ પદ કહ્યું, આથી જે સુધી સ્વયં પણ નરત્વને પ્રાપ્ત

થાય છે તેઓ જો પ્રમત્ત થાય તો પુનઃ કાલચક્રે હીનત્વોત્તમત્વને પ્રાપ્ત થયા સતા અમે કૃતાર્થ થઈશું નહિ એમ માનીને નિસ્તારાર્થ યતમાન તેઓ તાદૃશ ગુરુને જ ભજે છે, અને તે ગુરુ ભગવાન્ જ છે વા ભગવાન્ જ ગુરુ છે, ગુરુત્વ અને ભગવત્ત્વ એ શક્તિદ્વય તત્ર જ જ્ઞાત છે, તેથી આપમાં ગુરુત્વ–પ્રવર્તકત્વ–અને ભગવત્ત્વ–ભજનીયત્વ–છે. 'યોયચ્છ્રદ્ધઃ સ એવ સઃ' ન્યાયે કાલાન્તરે તત્ત્વ–ભક્તત્વ–સિદ્ધ થાય છે, તેથી તે સુધી પણ જો પુનરુત્પન્ન થાય ત્યારે શો વિશેષ ? ભિન્નગુરુપક્ષમાં પણ તે ભગવદીય હોવાથી તેનો પણ ભવ–જન્મ–હોતો નથી. ભગવદ્ભજન ક્યારથી કર્તવ્ય છે ? પ્રકૃષ્ટોદ્ભવ–બુદ્ધિસાહિત–જન્મ થાય, જ્યારે જ ભગવાન્માં સદ્બુદ્ધિ થાય, ત્યારથી જ આરમ્ભીને ભગવાન્મા આન્તર ભાવ અને બાહ્ય અનુવૃત્તિ પણ કર્તવ્ય છે, કારણ કે કાલ બાહ્ય છે, કેવલ આન્તર ભાવે પીડાથી કાલ નિવૃત્ત થતો નથી, પરન્તુ તે તો પીડે જ, છે તેથી જ્ઞાનીઓને બહિર્મુખથી ક્લેશ થાય છે, તે ક્લેશ જડભરતમાં વર્ણિત છે, તે ક્લેશે ક્લિષ્ટ તે સુધી કદાચિદ્ મુગ્ધ પણ થાય, તેથી પ્રથમતઃ જ બાહ્ય પણ અનુવૃત્તિ કર્તવ્ય છે એમ બાહ્યાભ્યન્તરભેદે અનુવર્તમાન વસ્તુત' સેવકભૂત સુધી જ્યારે સકામત્વે સેવા ન કરે ત્યારે શિક્ષાર્થ જ તેમને દણ્ડનો કાલ તેમને કેમ ભય કરે કે હને ? કાલનુ ભ્રૂરૂપત્વ પૂર્વે વર્ણિત છે. કાલે અલ્પ દણ્ડ તો કર્તવ્ય જ છે, તેથી સ્વલ્પ લૌકિકભયવત્ તે દણ્ડ પણ સ્વલ્પ તો છે જ, ત્યારે લોકમાં ભજન કયે પ્રકારે સિદ્ધ થાય એમ આશઙ્કીને 'મુહુઃ'પદે પરિહરે છે કે કાલ સ્વલ્પ પણ ભય મુહુઃ કરે છે, કાલ તો દેખાતો નથી અને લોક તો દૃષ્ટથી જ ભય પામે છે એમ આશઙ્કીને 'ત્રિણેમિ' પદે પરિહરે છે કે સંવત્સરાત્મક કાલ પ્રત્યક્ષ જ છે, તે કાલના શીતાતપવર્ષ નેમિત્રય છે, તે નેમિત્રયને પ્રકટ કરતો કાલ સ્વપરાક્રમને જનાવે છે. જેમનું આપ શરણ નથી તેમને–'યે યથા માં પ્રપદ્યન્તે' વાક્યે જેઓએ શરણત્વે આપને સ્વીકાર્યા નથી તેમને–જ ત્રિણેમિ કાલ મુહુઃ સ્વપરાક્રમ જનાવે છે. ભજનીયત્વજ્ઞાન સતે પણ ભજનાર્થ પ્રવૃત્તિ સતે પણ જો ભ્રુકુટિરૂપ કાલ ભક્ષે ત્યારે ભજન કયે પ્રકારે સિદ્ધ થાય એ આશઙ્કા પરિહરવાને શ્રુતિએ આ શ્લોક કહ્યો. જેઓ કૃષ્ણને ભજે છે તેમને કદાચિત્ કાલ હનતો નથી, તેથી કાલથી પણ નિર્ભય થઈને જ ભગવદ્ભજન કર્યા કરવું એમ સિદ્ધ થયું. (૧૯)

**विजितहृषीकवायुभिरदान्तमनस्तुरगं**
**य इह यतन्ति यन्तुमतिलोलमुपायखिदः ।**
**व्यसनशतान्विताः समवहाय गुरोश्चरणं**
**वणिज इवाज सन्त्यकृतकर्णधरा जलधौ ॥ २० ॥**
**अदान्ते मनसि ज्ञाते योगार्थे न यतेद् बुधः**
**गुरुसेवापरो भूत्वा भक्तिमेव सदाभ्यसेत् ॥ २० ॥**

વિશેષે જીત્યાં–સ્વાધીન કર્યાં–છે ઇન્દ્રિયો અને વાયુ જેમણે તેઓ પણ અતિલોલ મનસ્તુરગનું દમન કરી શક્યા નથી તેવા વિજિતહૃષીકવાયુએ પણ અદાન્ત મનસ્તુરગને યમવાને–નિગ્રહવાને–સ્વેચ્છ જે સંસારીઓ યત્ને છે તેઓ હે અજ કેવલ ઉપાયખિદ્ છે, સાધનમાં ક્લેશને પ્રાપ્ત કરે છે જેમ અકૃતકર્ણધાર વણિગ જલધિમાં ખેદ પ્રાપ્ત કરે છે તેમ ઇહ–સંસારમાં–ગુરુના ચરણને ત્યજીને તેઓ વ્યસનશતાન્વિત થયા કરે છે. ૨૦

મન અદાન્ત જ્ઞાત સતે બુધે યોગાર્થ યતવું નહિ પરન્તુ ગુરૂસેવાપર થઈને સદા ભકિતને અભ્યસવી. ૨૦.

એમ ભજનને ઉપપાદાને યોગાદિએ ભજન કાર્યસાધક નથી કારણ કે યોગાદિએ ભજન કરવાથી ભજન યોગશેષ થઈ જાય,તેથી ભકિતમાર્ગાનુસારે સ્વતન્ત્ર જ ભજન કર્તવ્ય છે એ અભિપ્રાયે યોગપક્ષને નિન્દે છે.પૂર્વશ્લોકમાં ગુરુદ્વારા ભજન નિરુપ્યું,તે જ ભજન ફલપર્યવસાયિ છે, યોગ તો સર્વથા કોઇને પણ સિદ્ધ થશે નહિ, કારણ કે સ્વત. પ્રવૃત્ત મન જ પ્રતિબન્ધક છે, મન અસત્ છે, ભગવાને કરીને લબ્ધશકિત અને ઇશ્વિરગુરુપ્રસાદયુકત જો ભકત હોય તો યોગે પણ શું ? તે તો સાધનાવસ્થામાં પણ ગુરુદ્વારા ભજનરૂપ સાધને જ કૃતાર્થ છે, પ્રત્યુત લૌકિકવત્ યોગીઓ પણ સંસારમાં પરિભ્રમે છે, કૃતાર્થ થતા નથી, એમ આ શ્લોકમાં નિરુપાય છે. ત્યારે યાગમાર્ગ જ કેમ કથ્યો ? જેઓ અણિમાદિસુખાર્થ છે, જેઓ અત્યન્ત બહિર્મુખ છે, અને જેઓ કલેશકાર્યરત છે,તદર્થ યોગપથ કથ્યો છે, અથવા યોગ પરમ્પરાએ જ સાધન છે તેથી યોગ પણ વસ્તુતઃ ભકિતફલાર્થ નિરૂપિત છે, યોગ સાક્ષાન્મોક્ષાર્થ નથી, કારણ કે એનેન યોગ. પ્રત્યુક્તઃ ' વ્યાસસુત્રથી યોગનો નિષેધ છે, ફલશ્રુતિ તો કેવલ પ્રશંસાર્થ છે, તેથી સ્વતન્ત્ર યોગના નિષેધાર્થ આ શ્લોક કથાય છે. જેમણે હૃષીક–ઇન્દ્રિય–અને–અનિલ–વાયુ–જીત્યાં છે, આથી પ્રત્યાહારપર્યન્ત યોગ સિદ્ધ થાય છે એમ નિરૂપ્યુ,અન્યથા પ્રાથમિક યોગાઙ્ગ જ અસિદ્ધ થતાં યાગમ પ્રવર્તમાનને શઙ્કા થાય, તેથી યોગમાં પ્રત્યાહારપર્યન્ત પઞ્ચાઙ્ગ જ સિદ્ધ થશે,પરન્તુ અધિક સિદ્ધ થશે નહિ એમ જનાવ્યુ. વિજીતેન્દ્રિયવાયુઓને પણ મનનો નિગ્રહ અશકય છે, કારણ કે મન સ્વભાવતઃ જ અદાન્ત છે, પ્રતિનિયતેન્દ્રિયપક્ષમાં જેમનું મન સ્વભાવતઃ દાન્ત છે, જેમની પ્રકૃતિ સાત્ત્વિક છે, તેમને યોગ સિદ્ધ પણ થાય એમ જનાવ્યું, પરન્તુ જેમનું મન અદાન્ત જ છે, અને તે પણ મન તુરગરૂપ, તે તુરગરૂપમનઆરુઢ જીવ તો મનોવિલાસને જ આકાઙ્ક્ષે છે, તેથી તેને તો મનનો નિગ્રહ જ અશકય છે એમ જનાવ્યુ, સ્વયમ્ ઇહ-અત્ર–લોકાનુસારે જ સ્થિતિ કરીને મનને યમવાને વાઞ્છે છે તેમને નિગ્રહ શકય નથી. તુરગ પણ કથઞ્ચિત્ નિયમાય છે તદ્વત્ મનોનિયમન પણ થઈ શકશે એ શઙ્કાને ' અતિલોલ'પદે પરિહરે છે કે મન અતિલોલ છે, પ્રયત્ને પણ નિગ્રહાવાને અશક્ય છે. ' યતો યતો નિઃસરતિ મનશ્ચઞ્ચલમસ્થિરમ્ ' ઇત્યાદિએ ચઞ્ચલ પણ મનના નિગ્રહમાં સાધન કથ્યુ છે એમ આશઙ્કીને ' ઉપાયખિદઃ ' પદે પરિહરે છે કે તેઓ ઉપાયમાત્રમાં જ ખેદને પ્રાપ્ત કરે છે, યોગશાસ્ત્રમાં મનોનિગ્રહથી પૂર્વે પઞ્ચ અઙ્ગ નિરૂપ્યા છે, મનના અતિચાઞ્ચલ્યમાં તેટલાં જ અઙ્ગ સાધી શકાય, કારણ કે મન વિક્ષિપ્ત સતે આનન–ષષ્ઠ અઙ્ગ—સિદ્ધ થઈ શકતું નથી, તેથી સર્વથા અદાન્ત મન સતે તો યોગનો આરમ્ભ જ વસ્તુતઃ કર્તવ્ય નથી. કિઞ્ચ, મહકાલે યમાદિસાધનાનુષ્ઠાને ચિત્તશુદ્ધિ સિદ્ધ થતાં કદાચિત્ સાધનાન્તર સિદ્ધ પણ થાય, પરન્તુ તેમ પણ નથી, એમ 'વ્યસનશતાન્વિતાઃ' પદે કથે છે, ઉત્પન્ન પ્રાણીનું મન વિક્ષિપ્ત છે, તેથી પ્રતિક્ષણ વ્યસનશતને–અનેક વ્યસનને–પ્રાપ્ત થાય છે. પ્રથમ વ્યસનનિરાકરણાર્થ સાધનાન્તર જ કર્તવ્ય છે એમ આશઙ્કીને 'સમપહાય ગુરોશ્ચરણમ્ ' ઇત્યાદિએ પરિહરે છે કે 'એતત્સર્વં ગુરો ભકત્યા' વાકયથી આદિમાં–આદિવ્યસનાપગમમાં–ગુરુ જ એક સાધન છે, ગુરુમાં ભકિતથી સર્વં સિદ્ધ થાય છે, તેથી સાધનત્વે પણ યોગાદિ સાધનમાત્રનો સમ્યક્ ત્યાગ જ કર્તવ્ય છે, ગુરુસેવામાં તો કેવલ ગુરુએ જ કરીને કૃતાર્થતા પ્રાપ્ત થાય છે, તેથી ગુરુસેવામાં તો સાધનત્વે પણ યોગ વ્યર્થ છે. જેઓ ગુરુભકિતને પરિત્યજીને યોગાદિ સાધન કરે છે તેમનો ઉભયભ્રંશ થાય છે, એમ ' વણિજ ઇવ ' ઇત્યાદિએ કથે છે. વણિક્ સાંયાત્રિક કર્ણધારને ન કરે તો તેઓ જલધિમાં જ ખિદ્યમાન

રહે છે, કાર્ય સિદ્ધ નહિ થયું એટલું જ નહિ પરન્તુ પુનઃ ગૃહગમન પણ સિદ્ધ કરી શકતા નથી, તેમ ગુરુભક્તિને ત્યજીને કેવલ સ્વતન્ત્ર જ યોગમાં શરીરશોધન કરીને સ્થિત યોગાભ્યાસી તો મહાન્ ક્લેશને જ પ્રાપ્ત થાય છે. યોગનિષ્ઠાપ્રતિપાદક અને ગુરુપ્રપત્તિપ્રતિપાદક વાક્યનો પણ સમન્વય આ પ્રકારે આપમાં જ સિદ્ધ થઈ રહે છે એમ આ વક્ત્રી શ્રુતિએ અત્ર પ્રતિપાદન કર્યું. (૨૦)

**स्वजनसुतात्मदारधनधामधरासुरथै—**
**स्त्वयि सति किं नृणां श्रयत आत्मनि सर्वरसे ।**
**इति सदजानतां मिथुनतो रतये चरतां**
**सुखयति कोन्विह स्वविहते स्वनिरस्तभगे ॥ २१ ॥**
**पुत्रादीन् सम्परित्यज्य कृष्णः सेव्यो न तैःसह ।**
**तत्सुखं भगवान् दाता ते तु क्लिष्टेतिदुःखदाः ॥ २१ ॥**

આપ સર્વરસ આત્મા છો એમ આત્મત્વે આપના આશ્રય કરનાર પુરુષને સ્ફુરિત આપ સતે તેને સ્વજનસુતાત્મદારધનધામધરાસુરથે પણ શું ? એમ પરમાર્થવસ્તુ સદ્‌ને ન જાનતા અને રત્યર્થ–ગ્રામ્યસુખાર્થ–મિથુનતઃ ચરતા પુરુષોને સ્વવિહત–પતિતગૃહવત્ સ્વત જ વિશીર્ણ-સુષ્ઠુ નિરસ્તભગ આ સંસારમાં કોણ સુખી કરે–સુખદાન કરે ? ૨૧.

પુત્રાદિને સમ્પરિત્યજીને કૃષ્ણ સેવ્ય છે તેમણે સહ કૃષ્ણ સેવ્ય નથી, તત્સુખનું–પુત્રાદિસુખનું–દાન ભગવાન્ કરે છે, પરન્તુ તેઓ પુત્રાદિ ક્લિષ્ટ હોવાથી દુઃખદ છે. ૨૧.

એમ ભજનમાં પ્રકારાન્તરને નિરાકરીને મોહના અપગમાર્થ વૈરાગ્યાભાવે ભક્તિ સિદ્ધ ન થાય તેથી વૈરાગ્યને ઉપદિશતાં શ્રુતિ કથે છે કે સ્વજનનુ પ્રયોજન આવશ્યક છે તદર્થ સ્વજનની અપેક્ષા કર્તવ્ય જ રહે છે, અપેક્ષાપરિત્યાગ તો આત્મવ્યતિરેકે થતો નથી, જ્ઞાનોત્તર જ વૈરાગ્ય પ્રાપ્ત થાય છે, તે મુખ્ય પક્ષ પ્રકૃતમાં ઉપપન્ન નથી, તેથી પ્રયોજનને અઙ્ગીકરીને જ સાધનાન્તરે વૈરાગ્ય સિદ્ધ થઈ જશે એમ કોઇ કલ્પે તો પૂર્વસિદ્ધ સાધનને જ નિરાકરે છે કે યથાકથઞ્ચિત્ લોકસિદ્ધસાધન-નિવૃત્તિમાં ભગવાને ક્રિયમાણ અલૌકિક જ પ્રયોજન છે, તેથી આ પણ વૈરાગ્ય મુખ્યતુલ્ય છે. આ લોકમાં સ્વજનનો ઉપયોગ છે, કારણ કે તેમણે કરીને જ ઐહિક પ્રતિષ્ઠાદિ સિદ્ધ થાય છે, સુતનો ઉપયોગ પરલોક સાધવામાં છે, આત્માનો–દેહનો–ઉપયોગ તો પરલોકફલસાધકકર્મકરણાર્થ અને ઐહિકભોગાર્થ છે, દારનો ઉપયોગ બાધકકામનિવૃત્ત્યર્થ–સુખાર્થ છે, તતઃ ધનધામધરા–ધન ગૃહ અને ભૂમિ–સુખસ્થિતિનિર્વાહક છે, એ–સ્વજનસુતાત્મદારધનધામધરા–જ અસુરથ- પ્રાણભૂત છે, એના વિઘાતે તો પ્રાણનો પણ ત્યાગ થઈ જાય, તેથી તે સર્વ પ્રાણભૂત છે, અથવા 'અધરથૈઃ' એમ પાઠનુ ગ્રહણ કરવું, આ અષ્ટવિધ ગતિસાધન સુખકર છે, તેઓ યાવાન્ ઉપકાર કરશે તે સર્વથી પણ કોટિગુણતઃ ઉપકાર ભગવાને કરાશે, જો સુખ જ અપેક્ષિત છે તો ભગવાન્ સ્વયં જ સુખનું પ્રદાન કરે છે, જો સાધનપુરઃસર ભગવાન્ અપેક્ષિત છે તો અલૌકિક સાધનનું પણ દાન ભગવાન્ કરે છે. 'નૃણાં' પદે કામમયત્વ અને વિવેકવત્ત્વ પ્રતિપાદિત થયું. કદાચિદ્ ભગવાન્ સુખસાધનોપકાર ન કરે ત્યારે શી ગતિ ? જે તો ભગવાન્‌ને આશ્રયે છે તેના આત્મત્વે જ ભગવાન્ પ્રકાશે છે, જે પ્રકારે સ્વયં સ્વહિત કરે તે જ પ્રકારે ભગવાન્ પણ હિત કરે છે. વિષયનું જ દાન ભગવાન્ કરે ત્યારે તો

ઉપસ્થિત પરિત્યાગમાં કારણ શું ? સર્વે કીર્ત્યાદિ રસ ભગવાન્‌માં જ છે અને તે ભગવન્નિષ્ઠ કીર્ત્યાદિ રસ પણ પ્રકૃષ્ટ જ છે, જેમ મધુમાં સર્વ રસ અવ્યક્ત છે તેમ કાંઇ ભગવાન્‌માં કીર્ત્યાદિ રસ અવ્યક્ત નથી, તેથી ઉપસ્થિતને પણ પરિત્યજીને ભગવદ્રસપાન કરવું. ત્યારે અત્ર શું યુક્ત ? ભગવાન્‌માં વિદ્યમાન રસ ભોક્તવ્ય છે કે સ્વસિદ્ધરસ ભોક્તવ્ય છે ? અત્ર આવશ્યકત્વથી અને લાઘવથી ભાર્યાદિએ સહ જ ભગવદ્ભજન કર્તવ્ય છે પરન્તુ સર્વપરિત્યાગે ભગવદ્ભજન કર્તવ્ય નથી એમ આશઙ્કીને 'સ્વજનતાં' પદે પરિહરે છે કે અત્ર પૂર્વોક્તિમાં ભગવાન્ અને સ્વજન સમતાએ નિરૂપિત છે, કિન્તુ આ સ્વજનાદિ દુઃખદ છે, ભ્રમથી જ સુખાભાસસમ્પાદક છે, અને ભગવાન્ તો નિર્દોષાનન્દસમ્પાદક છે, એમ વૈલક્ષણ્ય જનાય ત્યારે તો સન્દેહ જ ઉત્પન્ન ન થાય, તેથી વૈલક્ષણ્યજ્ઞાનાર્થ સુતાદિનું સ્વરૂપ નિરૂપે છે કે એ પ્રકારે સતને—પરમાર્થતત્ત્વને જેઓ જાનતા નથી, સ્વજનાદિનું અને ભગવાનનું તારતમ્ય જાનતા નથી, તેઓ રત્યર્થ-મિથુનતઃ ગ્રામ્યસુખાર્થ—ચરે છે, સર્વત્ર મિથુન થઇને ચરે છે, જેમ કોઇક પથિક સ્વોપવેશનાર્થ સ્થૂલ મઞ્ચકને સહ લે છે, તેમ નિષિદ્ધાર્થમાત્ર—રત્યર્થ—આ સર્વ સ્વજનાદિ—સર્વથા શૃઙ્ખલા છે, અને શૃઙ્ખલાએ બદ્ધ જીવ જેમ શૃઙ્ખલાએ સહ ચરે છે તેમ અજ્ઞ પુરુષો પણ મિથુન થઇને ચરે છે. એવા અતિક્લિષ્ટને કયો અર્થ સુખદાન કરે ? અત્યન્ત પીડિતને વિષય પણ સુખી કરતા નથી, તત્ર સ્વજનની તો સુખજનકત્વવાર્તા પણ દૂર જ, સાધનાન્તરે વા ભગવાને પણ કરીને તેવા અત્યન્ત પીડિતને કાંઇ પણ સુખ થતું નથી. 'નુ' વિતર્કવાચક છે, અમે સર્વ શોધ્યું પરન્તુ તાદૃશ ક્લિષ્ટનો સુખદાતા ક્વ પણ ન જોયો, કિઞ્ચ સુખદાન કોઇક કરશે એમ પણ શઙ્કા કર્તવ્ય નથી, કારણ કે સ્વતઃ જ વિહત—પતિતગૃહવત્ વિશીર્ણ—તત્ર પણ નિરસ્તભગ—ઉત્કૃષ્ટપદાર્થરહિત—શૂન્ય અમેધ્યાદિયુક્ત સ્થાનમાં જેમ કોઇક સુખદાતા પણ સુખદાન કરી શકે નહિ, તેમ આ જગદ્‌માં કોઇ પણ સુખદાતા તેને—ક્લિષ્ટને—સુખ અર્પી શકતો નથી. અત્ર સપ્તમ્યન્ત 'સ્વવિહતે સ્વનિરસ્તભગે' પદે અધિકરણત્વે પરિત્યાગાવસ્થા વિવક્ષિત છે. જગત્પક્ષમાં પણ યત્ર ક્વચિત્ સેવમાન પણ ભગવત્સેવક વૈકુણ્ઠમાં જ સેવે છે, જગદ્‌માં સેવતો નથી એમ જાનવું. (૨૧)

**भुवि पुरुपुण्यतीर्थसदनान्यृषयो विमदा—**
**स्त उत भवत्पदाम्बुजहृदोघभिदङ्घ्रिजलाः ।**
**दधति सकृन्मनस्त्वयि य आत्मनि नित्यसुखं**
**न पुनरुपासते पुरुषसारहरावसथान् ॥ २२ ॥**
**परिभ्रमंस्तीर्थनिष्ठो गुरुलब्धहरिस्मृतिः ।**
**न सेवते गृहान् दुष्टान् सद्धर्मात्यन्तनाशकान् ॥ २२ ॥**

જેમનું અઙ્ઘ્રિજલ અઘભિત્—પાપવિદારક—છે એવા અઘભિદઙ્ઘ્રિજલ અને જેમના હૃદયમાં ભગવચ્ચરણારવિન્દ વિરાજે છે એવા ભવત્પદામ્બુજહૃદ્ વિમદ ઋષિઓ—મન્ત્રદ્રષ્ટા—ભૂમિમાં પુરુપુણ્યતીર્થસદન ગઙ્ગાકુરુક્ષેત્રાદિ બહુપુણ્યતીર્થને—અને ગુરુગૃહને સેવે છે, ઉપાસે છે. જેઓ નિત્યસુખ આત્મા આપમાં સકૃદ્ મનને સ્થાપે છે તેઓ પુનઃ પુરુષસારહર આવસથને—પુરુષોના વિવેકાદિ સારનાં હર્તૃ ગૃહને—ઉપાસતા નથી. ૨૨.

પરિશ્રમનો તીર્થનિધ ગુરુસમ્બધહરિસ્મૃતિ ( પુરુષ ) દુષ્ટ સદ્ધર્માત્યન્તનાશક ગૃહને સેવનો નથી. ૨૨.

એ પ્રકારે સર્વપરિત્યાગે ભગવદ્ભજન કર્તવ્ય છે એમ નિરૂપ્યું, તત્ર પ્રથમ શું કર્તવ્ય એમ આકાઙ્ક્ષા થતાં ક્રમને નિરૂપતાં શ્રુતિ કથે છે કે પ્રથમ ભૂમિનુ સમાશ્રયણ કર્તવ્ય છે, કારણ કે ભૂમિ ભગવચ્ચરણારવિન્દ છે, તત્ર સમાશ્રયણીય ભગવચ્ચરણારવિન્દરૂપ ભૂમિમાં જ મઞ્ચકપાદુકાદિના પરિત્યાગે નિરન્તર સ્થિતિ કરવી, આથી સર્વ જ ભોગને વ્યાવર્તિત કર્યા, તતઃ તત્ શ્રયણ કર્તવ્ય છે, વિશેષતઃ ચરણારવિન્દસ્ફૂર્ત્યર્થં ગઙ્ગાનું સમાશ્રયણ કર્તવ્ય છે, સર્વ તીર્થમાં ગઙ્ગા મુખ્ય છે, કારણ કે ગઙ્ગા ચરણારવિન્દમાં જ સ્થિતિ કરે છે, તેથી ચરણારવિન્દની સ્ફૂર્તિ અધિદૈવિકપક્ષે અને આવેશપક્ષે પણ ગઙ્ગાતીરમાં સ્ફુટ છે, તત્ર પણ પુરુપુણ્ય–કુરુક્ષેત્રાદિ–તીર્થ સેવ્ય છે, કેવલ તે જ તીર્થ સેવ્ય છે એમ નહિ કિન્તુ ગુરુરૂપ પણ તીર્થ સેવ્ય છે, તીર્થનાં–ગુરુનાં–સદન–ગૃહ–ભૂમાં છે, તેથી તે પણ સેવ્ય છે. તે તીર્થગુરુ કયા ? ઋષિઓ, કારણ કે તે મન્ત્રદ્રષ્ટા છે. મન્ત્રોદ્ધારક તો લૌકિક જ પ્રકાર જાને છે, તેથી તે મન્ત્રદ્રષ્ટા ગુરુતીર્થમાં જઈને મન્ત્રાદ્યલૌકિકભગવદ્ભજન–સાધન શિક્ષણીય છે. તે ઋષિમાં શો વિશેષ? તેઓ 'વિમદ' છે, જે મદે સ્વપરજ્ઞાન થતું નથી તે મદ–ગર્વ–તેમનામા નથી, આથી ઋષિનું અભિજ્ઞાન પણ નિરૂપ્યુ કે તેઓ સ્વપરાભિજ્ઞ છે, કેવલ મહાભાવે સાત્ત્વિકકર્મી વા દેવતાન્તરોપાસક પણ સેવ્ય થઈ જાય તેથી કથે છે કે જે પુનઃ ભગવત્–પદામ્બુજહૃદ હોય, જેમને અન્તર્બહિર્માહાત્મ્યસ્ફૂર્તિ છે, જેમના અન્તઃ–હૃદયમાં–ભગવાન્ ભક્તિમાર્ગ–પ્રકારે વિરાજે છે અને બહિઃ પણ જેઓ ભગવદાજ્ઞાકારી હોય છે, જેઓ લોકના નિસ્તારાર્થ સર્વ લોકોપકારાર્થ કૃષ્ણે સહિત પરિભ્રમે છે તેવા જ ભગવત્પદામ્બુજહૃદ મહાશય સેવ્ય છે, અને તેથી જ જેમનુ આઙ્ઘ્રિજલ સર્વના જ અઘને–પાપને–ભેદે છે એમ કથ્યું, તેથી તેમના ચરણારવિન્દજલે પાપનો ક્ષય થાય છે. અને તેમના ઉપદેશે તદ્હૃદયસ્થ ભગવચ્ચરણારવિન્દ પણ સઙ્ક્રમે છે એમ સૂચન કર્યું. તેમની સેવાએ ભગવાન્ હૃદયમાં નિવિષ્ટ સતે જો શીઘ્ર જ દેહપાત થાય ત્યારે તો કોઇ પ્રકારની ચિન્તા નહિ પરન્તુ જો વિલમ્બ થાય તો કાલાદિએ બુદ્ધિભ્રંશ થતાં પુનઃ ગૃહાસક્તિ થાય અને તેથી કરેલું સર્વ વ્યર્થ થઈ જાય એમ આશઙ્કીને 'દધતિ' ઇત્યાદિએ પરિહરે છે કે ગુરૂપદેશાદિએ આપમાં જેઓ સકૃત્ પણ મનને સ્થાપે છે તેઓ, જેમ સ્ત્રીવિશેષમાં કામીનું સકૃત્ પણ સ્થાપિત ચિત્ત તેને સર્વથા અનનુભવીને નિવૃત્ત થતું નથી તેમ, સ્નેહે ભગવદ્રૂપાભિનિવેશ થયે જ્યારે ભગવાન્માં જેમનું ચિત્ત જાય છે તાદૃશ તો કદાચિત્ પણ ગૃહને સેવતા નથી, જેણે પૂર્વ ભગવાન્ દૃષ્ટ નથી તે કદાચિદ્ ગૃહને સેવે પણ, પરન્તુ જેમણે પૂર્વ ભગવાન્નું દર્શન કર્યું છે તે દૃષ્ટપૂર્વ ભક્ત તો ગૃહને સેવતા જ નથી, તાદૃશ પૂર્ણાર્થદ્રષ્ટા જો ગૃહમાં આવે તોએ ભગવાનને ત્યજશે નહિ તેથી તેના ગૃહસમાગમમાં શો દોષ ? આવસથ—ગૃહ–પુરુષસારહર છે વિવેકધૈર્યાદિને અને પૂર્વાવસ્થાને પણ વસ્તુતઃ સર્વને જ ગૃહ તો હરે છે. (૨૨.)

सत इदमुत्थितं सदिति चेन्ननु तर्कहतं
व्यभिचरति क्व च क्व च मृषा न तथोभययुक्॥
व्यवहृतये विकल्प इषितोन्धपरम्परया
भ्रमयति भारती त उरुवृत्तिरुक्थजडान् ॥ २३ ॥

**सद्बुद्ध्या सर्वथा सद्भिर्न सेव्यमखिलं जगत् ।**
**भ्रान्त्या सद्बुद्धिरत्रेति सन्तं कृष्णं भजेद् बुधः ॥ २३॥**

સદ્ બ્રહ્મથી ઉત્થિત–ઉત્પન્ન–આ જગત્ સદ્–બ્રહ્મ–છે એમ નથી, કારણ કે તર્ક–યુક્તિએ–તે પક્ષ હત–બાધિત–થાય છે, અને કવચિત્ તો વ્યભિચરે છે પણ, અર્કતામા સદ્ રાજામાંથી અસદ્ વેન અને દૃષ્ટિએ શુક્તિમાંથી અસદ્ રજત ઉત્પન્ન થવાથી સદ્માંથી સદ્ જ ઉત્પન્ન થાય એ કથન કવચિદ્ મૃષા પણ થઈ જાય છે, પરન્તુ ઉભયયુક્–સદસદાત્મક–જગત્ તેમ વ્યભિચારાદિદોષગ્રસ્ત થતું નથી અન્ધપરમ્પરાએ વિકલ્પ ઇષિત–ઇષ્ટ–છે, આપની વેદરૂપા ભારતી રૂઢિલક્ષણાદિ ઉરુવૃત્તિએ ઉરુશ્વરને–સર્વપરાયણને–પ્રમાણે છે. ૨૩.

સત્પુરુષોએ સદ્બુદ્ધિએ અખિલ જગદ્ને સેવવું નહિ, અત્ર સદ્બુદ્ધિ ભ્રાન્તિએ છે, તેથી બુધે સત્ કૃષ્ણને ભજવા. ૨૩.

એમ સર્વપ્રકારે ભગવદ્ભજનને નિરૂપીને સમ્યગ્ માર્ગાનુસારે ભગવદ્ભજનને સ્થિર પણ કરીને હવે ભજનીયનિર્ધારાર્થ વર્તમાન શ્રુતિઓ સચ્ચિદાનન્દ જ ભગવાન્ ભજનીય છે એમ કથનાર્થ–લોકમાં સત્ ચિત્ અને આનન્દ એકત્ર નથી એમાં તો વક્તવ્ય જ શું પરન્તુ તે ધર્મત્રયમાંથી પ્રત્યેક પણ ધર્મ કોઇ પણ સ્થલે નથી એમ કથનાર્થ–શ્લોકદ્વયે જડ લોકમાં સત્ત્વાભાવ શ્લોકદ્વયે ચેતનમાં ચિત્ત્વાભાવ અને શ્લોકદ્વયે સ્વર્ગાદિમાં આનન્દાભાવ એમ ષટ્ શ્લોકે સદ્નો ચિદ્નો અને આનન્દનો અભાવ કથીને જડ લોકનું સત્ત્વ ચેતનનું ચિત્ત્વ અને સ્વર્ગાદિમાં આનન્દત્વ નિરાકરે છે તત્ર પ્રથમ શ્લોકદ્વયે જગત્મા સત્ત્વને નિરાકરે છે, અન્યથા ભગવાન્ જ સત્ છે એમ અર્થ ઉપપન્ન થાય નહિ કારણ કે ભજનીયનિર્ધારમાં ગૌણ સત્ત્વ પ્રયોજક નથી, જ્ઞાનાર્થ વા દોષાભાવાર્થ તાદૃશ–ગૌણ–સત્ત્વનો ઉપયોગ છે અસત્સેવાએ પૂર્વે નાશ નિરૂપ્યો અને સત્સેવાએ કૃતાર્થતા પણ નિરૂપી. જો જગદ્માં સત્ત્વ હોય ત્યારે તો જગદ્નું પણ ભજન થાય, અથવા જગદ્ના ભજનમાં દોષ પ્રાપ્ત થાય નહિ. તેથી જગદ્નું સત્ત્વ અવશ્ય નિરાકર્તવ્ય છે, તત્ર જેઓ જગદ્નું સત્ત્વ વદે છે તેમનુ મત વાક્મુદ્રાએ નિરાકરે છે તત્ર આ પ્રકારે સંશય છે. આ જગદ્નુ સત્ત્વ કથો છો તે શુ પ્રતીતિના અનુરોધથી કે કોઇ વ્યવસ્થાપક કારણથી કે કોઇ પ્રમાણથી ? એમ આશઙ્કીને પ્રથમતઃ કારણવાદે જગત્ સત્ય છે એ પક્ષને નિરાકરે છે, અન્યથા તો જગદ્નું સત્ત્વ ત્યારે અનુમાનથી સિદ્ધ થઈ જાય. તત્ર પૂર્વપક્ષમા આ પ્રકારે અનુમાન થાય છે, આ જગત્ સદ્ જ છે, કારણ કે સદ્માંથી ઉત્પન્ન થયું છે, જે જેમાથી ઉત્પન્ન થાય તે તાદૃશ જ હોય, જેમ સુવર્ણમાંથી ઉત્પન્ન કુણ્ડલ સુવર્ણ જ હોય છે તેમ બ્રહ્મમાંથી ઉત્પન્ન જગત્ સદ્ જ છે, 'કથમસતઃ સજ્ જાયેત' શ્રુતિએ પણ સત્ કારણમાંથી કાર્ય જગત્ સદ્ જ થાય છે એમ નિરૂપ્યુ છે, ને અનુમાનને શ્રુતિ દૂષે છે અત્ર 'નુ' વિતર્કવાચક છે, વિતર્ક-વાચક 'નુ' પદે તર્કબાધ કથ્યો, કારણ કે પૂર્વપક્ષીએ પણ વ્યાપ્તિબલપ્રાપ્ત તર્કે જ પદાર્થનો નિર્ણય કર્તવ્ય છે અને તર્ક તો શઙ્કાવધિ છે એમ 'તર્કહત' પદે કથ્યે છે અત્ર આ અર્થ છે જગદ્માં જે સત્ત્વ સધાય છે તે શુ કારણગત સત્ત્વ જ કાર્યમાં સમાગમે છે એમ વાદીનુ વક્તવ્ય છે કે આરમ્ભ-ન્યાયે કાર્યમાં સત્ત્વાન્તર ઉત્પન્ન થાય છે ? તત્ર પ્રથમ પક્ષ સાધીયાન્ નથી, કારણ કે તેમાં તર્કનો બાધ પ્રાપ્ત થાય છે, જો કારણનું સત્ત્વ કાર્યમાં સમાગમે તો કારણ અસત્ થઈ જાય, સ્વનાશની શઙ્કા થતા કારણ કાર્યને ઉત્પન્ન પણ ન કરે, તેમ કારણમાં કવચિત્ સ્થિત સત્ત્વલક્ષણ ગુણ કાર્યમાં સમાગમે એમ પણ આપણ ઉભયની સમ્પ્રતિપત્તિ નથી, તેથી બહુ તર્ક પરાહત હોવાથી કારણનું

સત્ત્વ કાર્યમાં સમાગત થતું નથી. હવે સત્ત્વાન્તર આરમ્ભાય છે એમ દ્વિતીય પક્ષ કહો તે તે પણ અસત્ છે, કારણ કે તે અનુમાનમાં વ્યભિચાર પ્રાપ્ત થાય છે, સદ અ અસદ વેન થયો. તત્ર અસદંશ સદ્દ્રાંતમાં સ્થિત છે એમ પણ વ કારણ કે તેમ સતે કાર્યમાં પણ તાવન્માત્ર–અસદ્–જ થાય, નહિ કે અતિરિક્ત સ્વભ બીજમાં તે જ સંક્રાન્ત છે એમ પણ નથી, કારણ કે તેમ સતે પૃથુનો આવિર્ભાવ ન થ કાર્યકારણના વૈલક્ષણ્યથી કારણના સત્ત્વે નિયત કાર્યસત્ત્વ જ ઉત્પન્ન થતું નથી, કાર્યમાં સત્ત્વને ઉત્પાદતુ નથી, કિન્તુ સમવાયિકારણ જ કાર્યમાં સત્ત્વને ઉત્પાદે છે, બીજ તો નિમિત્ત કારણ છે, દોષગુણભૂતયોનિ પણ તે જ બલવાન દોષે તિરોહિત થઈ જાય છે. સમવાયિ કારણ તો તત્તદવયવ ભિન્ન જ છે અને તેથી વ્યભિચાર નથી એમ જો પૂર્વપક્ષી કહે તો 'સ્ત્ર ગ્ મૃષા' ઇત્યાદિએ નિરાકરે છે, ભ્રાન્તપ્રતિપન્ન રજત શુક્તિકાથી ઉત્પન્ન થાય છે, શુક્તિકાનુ સત્ત્વ સતે પણ તે રજત સત્ય નથી, રજત શુક્તિકાશ્રય હોવાથી શુક્તિકા જ સમવાયિ કારણ છે તેથી વ્યભિચાર સિદ્ધ થયો, કેવલા શુક્તિ તત્ર ઉપાદાન નથી કિન્તુ દોષસહિતા શુક્તિ ઉપાદાન કારણ છે, વિશેષના અદર્શને સહકૃત ચાકચક્યાદિ દોષથી રજત ઉત્પન્ન થાય છે, નહિ કે કેવલ આશ્રયત્વથી. તથાપિ એકાંશે રજત સત્ય થાય પરન્તુ સર્વથા તો અસત્ય થતું નથી એમ આશઙ્કીને 'ન' કારે નિષેધે છે કે તેમ પણ નથી. દોષથી તત્ર સદંશ તિરોહિત થયો છે એમ કહો ત્યારે તો પ્રકૃતમાં પણ મનોદોષે જગદ્ અન્યથા પ્રતીત થાય છે એમ જ પ્રતીતિ થાઓ, અન્યથા સચ્ચિદાનન્દરૂપે જગત્ કેમ ન ભાસે? કિઞ્ચ બ્રહ્મકારણવાદ જ કેવલ સર્વત્ર વક્તવ્ય નથી, કિન્તુ પ્રકૃતિપુરુષકારણવાદ પણ વક્તવ્ય છે, તેથી ઉભયના–પ્રકૃતિપુરુષના–યોગથી જગત્ સદસદાત્મક છે, કેવલ સદ્ જ નથી, એમ વ્યવહારે અને સ્વરૂપાસિદ્ધિએ પૂર્વપક્ષાના હેતુને દૂષીને હેત્વન્તર આશઙ્કીને 'વ્યવહૃતયે વિકલ્પ ઇષિત' પદે નિરાકરે છે કે આ જગત્ સત્ છે કારણ કે બ્રહ્મવત્ સત્ત્વે પ્રતીયમાન છે એમ અનુમાન કરો તો તે અનુમાન પણ દુષ્ટ છે, કારણ કે આ વિકલ્પ–જગતની સત્ત્વરૂપા વિશિષ્ટા કલ્પના–તો કેવલ પ્રાતિતિક છે, પરમાર્થરૂપ નથી, વ્યવહારમાત્રત્વે પણ પ્રતીતિ સિદ્ધ થઈ રહેતાં વાસ્તવ સત્યત્વકલ્પનાનું પ્રયોજન નથી. આ સંસાર અનાદિ છે, અને સર્વને અત્ર સદ્બુદ્ધિ થાય છે, તેથી સંસાર સદ્ જ છે એમ પણ અન્ધપરમ્પરાએ ન કથવું, અન્ધપરમ્પરા પણ પરમ્પરા તો ખરી, પરન્તુ અત્ર ચક્ષુષ્માનની પરમ્પરા નથી, તેથી તાદૃશી અન્ધપરમ્પરા પ્રમાણ નથી, પ્રત્યુત મહાનની બુદ્ધિએ તો આ સર્વ અસત્ જ છે એમ આભાસે છે. વેદાનુરોધથી જગદનુ સત્ત્વ અઙ્ગીકરાય છે એમ કથતા હો તો તેમ પણ નથી; કારણ કે વેદરૂપા આપની ભારતી–વાણી–ઉક્થપરને–કર્મજડને–ભ્રમાવે છે, ભ્રામણપ્રકાર તો દ્વિતીયસ્કન્ધમાં નિરૂપિત છે, વેદ તો સર્વ બ્રહ્મગત છે એમ કહે છે પરન્તુ બ્રહ્મને જગદ્ગત માનીને લોક ભ્રમે છે, ક્રિયાસક્તો યદર્થં...ચારતા નથી એમ 'ઉક્થજડ' પદે કહ્યું. (૨૩)

न यदिदमग्र आस न भविष्यदतो निधना—
दनुमितमन्तरा त्वयि विभाति मृषैकरसे ।
अत उपमीयते द्रविणजातिविकल्पपथै—
र्वितथमनोविलासमृतमित्यवयन्त्यबुधाः ॥ २४ ॥

खपुष्पादिसमत्वाद्धि मिथ्याभूतं जगद् यतः ।
अधिष्ठानाच्च सज्ज्ञानं तं कृष्णं नियतं भजेत् ॥ २४ ॥

આ જગત્ સૃષ્ટિથી પૂર્વે-અગ્રે-ન હતું અને નિધનથી-પ્રલયથી-અનન્તર રહેશે નહિ
તે તો અન્તરા-મધ્યમાં-એકરસ આપમાં અનુમિતિએ સિદ્ધ અનુમિત છે તેથી મૃષા ભાસે
...દિ દ્રવિણની જે ગોત્વાદિ જાતિ તેના જે અવાન્તર ભેદરૂપ વિકલ્પ તે જ ઉપમાનનો
માર્ગ જેમ ગોસદૃશ ગવય તેમ બ્રહ્મસદૃશ જગત્ પરન્તુ જગદ્ બ્રહ્મ નહિ, કારણ
વિતથ મનોવિલાસ-અસન્મનોરૂપ વિલાસ-જગદ્‌ને જેઓ ઋત-સત્ય-બ્રહ્મ-છે એમ
...ઓ તો અબુધ છે. ૨૪.

...પુષ્પાદિસમત્વથી જગદ્ મિથ્યાભૂત છે, જે અધિષ્ઠાનથી તેમાં સદ્‌ભાન થાય છે તે
કૃષ્ણને નિયત ભજવા. ૨૪.

જગદ્‌નું સત્ત્વ ગ્ર હો, તેથી વિશેષતઃ સેવમાન પુરુષો જગદ્‌ને સત્યત્વે સેવશે નહિ, પરન્તુ જેઓ સ્વભાવથી જગદ્‌ને સેવે છે, તેમનો નિષેધ કેમ સિદ્ધ થાય? સત્ત્વવત્ અસત્ત્વનો પણ જગદ્‌માં અભાવ જ છે, તેથી જેમ જગદ્‌નું સત્ત્વ સાધવું શક્ય નથી તેમ તે જ હેતુએ અસત્ત્વ પણ સાધવું શક્ય નથી, તેથી જગદ્ સદસદ્વિલક્ષણ જ હો, અને તેથી તે જગદ્‌ની સેવામાં ગુણ પણ નથી તેમ દોષ પણ નથી, તેથી જગદ્‌નો પરિત્યાગ કેમ થઈ શકે એમ આ-શઙ્કાને પરિહરે છે કે આ જગદ્ અગ્રે ન હતું, જો અસત્ત્વનું સાધક અત્ર ન હોય ત્યારે તો પૂર્વપક્ષી જેમ કથે છે તેમ કહી પણ શકાય, પરન્તુ અસત્ત્વસાધક હેતુ તો છે, આ જગદ્ અસત્ છે, કારણ કે તે કાદાચિત્ક છે, જે તેમ નહિ તે તેમ નહિ, જેમ કે બ્રહ્મ, એમ કેવલવ્યતિરેકી હેતુ જગદ્‌નું અસત્ત્વ નિરૂપણ કરે છે. 'ન યત્' પદે કાદાચિત્કત્વ જ નિરૂપાય છે, કારણ કે આ જગદ્ સૃષ્ટિથી અગ્રે-પૂર્વે-ન હતું, અને નિધનથી-પ્રલયથી-અનન્તર પણ જગદ્ રહેશે નહિ તેથી મધ્યે કદાચિદ્ જ જગત્ થયું છે, તેથી જણાય છે કે જગદ્ અસત્ છે, કારણ કે જે સદ્ હોય છે તે તો કાલ-ત્રયે પણ હોય જ છે, સત્ કદાચિદ્ અસદ્ થતું નથી, અન્યથા ઘટ પણ કદાચિત્ પટ થઈ જાય, તેથી કાદાચિત્ક આન્તરાલિકત્વથી જગદ્ અસત્ છે એમ સિદ્ધ થયું. આ હેતુએ તો સત્ત્વાભાવ જ સિદ્ધ થઈ શકે પરન્તુ અસત્ત્વ તો સિદ્ધ થઈ શકતું નથી, વ્યતિરેકે પણ તેનો સત્ત્વાભાવમાત્ર જ સધાય છે પરન્તુ સત્‌થી વિપરીત ધર્માન્તર સધાતો નથી એમ આશઙ્કાને 'અનુમિતમ્' ઇત્યાદિ-પરિહરે છે કે જેમ શુક્તિકામાં રજત તેમ આ જગદ્ મૃષા જ ભાસે છે, આપમાં જગદ્ મૃષા ભાસે છે, કારણ કે જે વિદ્યમાન સતે તત્ત્વે અતિરિક્ત ભાસે તે મિથ્યા એમ સિદ્ધ છે, 'આ સર્વ બ્રહ્મ છે' એ શ્રુતિએ અને બ્રહ્મવિદોએ યદ્યપિ નિર્ણીત છે તથાપિ જે અન્યથા-જગત્ત્વે-ભાસે છે તે તો મૃષા મિથ્યા જ હોવાને યોગ્ય છે. 'અનુમિતમન્તરા' ઇત્યાદિએ હેત્વન્તરને પણ કથે છે કે પ્રત્યક્ષમાં તો રજત દૃશ્યમાન નથી, કારણ કે ઇન્દ્રિયાર્થસન્નિકર્ષ તો શુ[illegible]વિષયક છે, રજતે સહ તો સન્નિકર્ષ પણ નથી, કારણ કે સંયોગ તો સદ્‌નો જ હોય છે, 'સત્સમ્પ્રયોગે પુરુષસ્યેન્દ્રિયાણાં બુદ્ધિજન્મ તત્ પ્રત્યક્ષમ્' એમ પ્રત્યક્ષનું લક્ષણ છે. રજત તો શુક્તિવિષય ઇન્દ્રિયાર્થ-સન્નિકર્ષાનન્તર કેવલ બુદ્ધિએ ઉત્પન્ન થય છે, અને અનુમાનવિષય કાય છે, તેથી તે બુદ્ધિ જ રજતમાં કારણ છે, અને જ્ઞાનકરણક જ્ઞાન અનુમાન છે, તેથી રજત અનુમાનવિષય-અનુમિત-થાય છે. કિઞ્ચ ઇન્દ્રિયના અને અર્થના મધ્યમાં જે ભાસે તે મૃષા-મિથ્યા-તેમ અત્ર પણ પ્રમાતૃચૈતન્યના અને બ્રહ્મચૈતન્યના મધ્યમાં જગદ્ ભાસે છે, અને તે પણ યત્પર્યન્ત એ ઉભય ચૈતન્યની સમ્યક્ પરીક્ષા નથી તત્પર્યન્ત જ ભાસે છે, તેથી જગદ્ અન્તરા જ વિશેષે ભાસે છે, આ ઉભયે ચૈતન્ય વિચારિત સતે-'તત્ત્વમસિ' વાક્ય અવગત સતે-તો પશ્ચાત્ સર્વત્ર બ્રહ્મ જ ભાસે છે. કિઞ્ચ એકરસ આપમાં જગદ્ નાના પ્રકારે ભાસે છે, તેથી પણ જગદ્ મૃષા જ છે એમ જાનવું,

જેમ એક ચન્દ્રમાં દ્વૈતપ્રતીતિ ભ્રાન્તિએ થાય છે તેમ એકરસ બ્રહ્મમાં નાનારસ જગદ્દની પણ પ્રભ્રાન્તિએ જ થાય છે.તથાપિ જગદ્દનું અસત્ત્વ કેમ સિદ્ધ થશે કારણ કે અસદ્દની તો પ્રતીતિ નથી એમ આશઙ્કીને 'અત ઉપમીયતે' પદે પરિહરે છે કે અસત્સાદૃશ્યથી જગદ્ અસદ્ છે એમ છે. જેમ દ્રવિણુજાતિવિકલ્પમાર્ગે પદાર્થ ઉપમપાય છે જેમ 'ગોસદૃશ ગવય' વાક્ય કરીને અરણ્યમાં ગવયને દેખતો વાક્યાવગત સાદૃશ્યને સ્મરીને ગવયમાં તે સાદૃશ્યને દેખ 'આ તો ગવય છે કારણ કે ગોસદૃશ છે' એમ માને છે, તેમ અત્ર પણ દ્રવિણુગવાદિની જે જાતિ તેના અવાન્તરભેદરૂપ જે વિકલ્પ તે જ ઉપમાનમાં માર્ગ છે, અન્યથા ગવયને સ્થાને 'આ છે' એમ જ પ્રતીતિ થાય, આ જ વિશેષથી અત્ર અનુમાનવિષયતા નથી, પરન્તુ ઉપમાનવિષયતા કારણ કે વહ્નિ તો સર્વત્ર જ વ્યાપ્યાદિમાં જાતિ જ છે અને સાદૃશ્યજ્ઞાન તો ભિન્નજાતીયને જણાવે છે, તેમ જે અસત્ સતે દૃશ્યમાન થાય છે તે પણ વિચાર કરતાં સમ્ભવતાં નથી, એટલા ધર્મ-સામ્યથી જગત્ પણ અસદ્ જ એમ નિશ્ચય થઈ રહે છે. ભાન તો શશશૃઙ્ગનું પણ થાય છે તેથી કોઇ પણ તેના અસત્ત્વને નિરાકરતું નથી, ભાસે તો સત્ત્વ પણ અને અસત્ત્વ પણ, પરન્તુ વિચાર-સહિષ્ણુગુણયુક્તપ્રમાણે જે ભાસે તે સદ્, અને વિચારાસહિષ્ણુદોષસહિતકરણે જે ભાસે તે અસદ્ એમ સદ્નો અને અસદ્નો વિશેષ છે, મહાન વૈદિકોને પણ જગદ્માં સદ્બુદ્ધિ છે, અન્યથા જગદ્-ના અસત્ત્વે અસ્થૈર્યથી વિશ્રમ્ભે તેમના સર્વ વ્યવહાર જ થાય નહિ, તેથી જગદ્નું સત્ત્વ વા સદસદ્વિલક્ષણત્વ વક્તવ્ય છે એમ આશઙ્કીને 'વિતથમનોવિલાસં' પદે પરિહરે છે કે આ સર્વ જગદ્ વિતથ-મિથ્યાભૂત-જ છે, કારણ કે મનોવિલાસ છે, જગત્માં મને કરીને જે જેને જે પ્રકારે માને તેના પ્રતિ તે તે પ્રકારે-ઇષ્ટ દ્વિષ્ટ શુદ્ધ અશુદ્ધ આત્મીય પરકીય-પ્રતિભાસે છે, કારણ કે નિસર્ગતઃ કોઇ પણ પદાર્થ જગદ્માં એવો નથી જે સર્વ પ્રતિ પ્રિય થાય, તેથી આ જગદ્ મનોવિલાસકૃત જ છે, મનોરથવદ્ મિથ્યાભૂત જ છે, એતાદૃશ જગદ્ને જેઓ સત્ય માને છે તેઓ અબુધ-વિચાર-રહિત-છે, પણ્ડિત નથી. (૨૪)

**स यदजया त्वजामनुशयीत गुणांश्च जुषन्**
**भजति सरूपतां तदनु मृत्युमपेतभगः ।**
**त्वमुत जहासि तामहिरिव त्वचमात्तभगो**
**महसि महीयसेऽष्टगुणितेऽपरिमेयभगः ॥ २५ ॥**
**कालादितृणपर्यन्ता न सेव्या मुक्तिमिच्छता ।**
**दोषत्याजनशक्तो हि सेव्यो दाता गुणस्य च ॥ २५ ॥**

તે ભગવદ્રૂપ જ જીવ અજાએ-અમર-માયાએ-કરીને અજાને-અવિધાને વા પ્રકૃતિને-અનુશયે અને તદનુ-તેને અનુસરીને-જીવભાવને પ્રાપ્ત કરે ત્યારે તે અજાના ગુણને સેવતો તે જીવ સ્વચૈતન્યને પરિભવીને સરૂપતાને ભજે છે-જડભાવને પ્રાપ્ત કરે છે, તદનુ-જડતાને પ્રાપીને-તે અપેતભગ-નિરસ્તસમસ્તૈશ્વર્ય-જીવ મૃત્યુને પણ પ્રાપે છે, પરન્તુ સર્પ જેમ ત્વચાને ત્યજે તેમ આપ તે વ્યામોહિકા અજાને ત્યજો છો અને ભગને સ્વીકારીને અષ્ટગુણિત અણિમાદિશ્વર્યે સહિત પૂર્ણ તેજો-રૂપ મહમાં વિરાજો છો, કારણ કે આપના ભગ અપરિમેય-અસઙ્ખ્યાત-છે. ૨૫.

મુક્તિને ઇચ્છતાએ કાલાદિતૃણપર્યન્ત કોઇ પણ સેવ્ય નથી, દોષત્યાજનશક્ત અને ગુણના દાતા કૃષ્ણ સેવ્ય છે. ૨૫

એમ શ્લોકદ્વયે ભજનાર્થ અન્યત્ર સત્યત્વને નિરાકરીને તત્ત્વતઃ સત્યત્વ હોવાથી તે જ કૃષ્ણાખ્ય
છે તેથી સદશ વિચારીને હવે શ્લોકદ્વયે ચિદંશને વિચારે છે ચિત્ સેવ્ય છે એ
ભગવાન્ જ સેવ્ય છે, પરન્તુ જીવ સેવ્ય નથી, કારણ કે સ્વરૂપસ્થિત જ
છે અને જીવ તો સ્વરૂપથી પ્રચ્યુત થયા છે, કારણ કે તે જ
પણ જીવ જ્યારે અજાએ—ભગવન્માયાએ—કરીને અજાને —અવિદ્યાને વા
—અનુસરીને શયન કરે છે, તેને—અજાને—અનુસરીને જીવભાવને પ્રાપ્ત કરે
ત્યારે તે અજાને ગુહામાં સેવતો જીવ સ્વાનન્દને પરિત્યજતાં 'હું જડમાંથી આનન્દને પ્રાપ્ત
એમ જ્યારે જડાનુભવ કરે છે ત્યારે સ્વયં જીવ પણ સ્વચૈતન્યને પરિત્યજીને સરૂપતાને ભજે છે—
જડભાવને પ્રાપ્ત કરે છે—એમ અવિદ્યાસમ્બન્ધથી આ આનન્દાંશને અને ચિદંશને પણ અપગમે છે
અને કેવલ જડતાને આપન્ન થઈ જાય છે, અને જડની ઉપાસ્યતા તો પૂર્વે જ નિષેધી છે. જડભાવમાં
શો દોષ કારણ કે મહદ્ રત્નાદિનો પણ જડભાવ છે એમ આશઙ્કીને 'તદનુ મૃત્યુમ' ઇત્યાદિએ પરિ-
હરે છે કે કાલ જડગુણને ક્ષોભાવે છે અને અજપ્રાય તે ગુણોને ભક્ષે છે તેમ આ જીવને પણ કાલ
ભક્ષે છે, અને તદનુ—જડતાથી અનન્તર—મૃત્યુને પ્રાપ્ત કરે છે, જીવનુ અનિષ્ટ એતાવદ્ જ છે એમ
પણ નથી, જેમ રાજા યાવજ્જીવ સુખે જીવે છે અને અન્તે મૃત્યુને પ્રાપે છે તેનાથી પણ આ
જીવનું દુઃખ અધિક છે, કારણ કે જીવ 'અપેતભગ' છે, તેના ઐશ્વર્યાદિ ભાગ્ય અપગત થઈ ગયા છે,
એવો લોપપ્રાય અને મૃત્યુગ્રસ્ત પણ જે થઈ ગયો હોય તાદૃશ જીવ સેવ્ય કેમ હોય? ભગવાનને
પણ 'મમ માયા દુરત્યયા વાક્યથી માયાસમ્બન્ધ તો છે તેથી ભગવાન્ પણ તેવા જ હશે એમ
આશઙ્કીને 'ત્વમુત' ઇત્યાદિએ નિરાકરે છે કે આપ તો તે મોહિકા અજાને 'જહાત્યેનાં ભુક્તભોગામજોન્યઃ'
શ્રુતિપ્રામાણ્યે ત્યજો છો, આ જ ભગવાનનું જીવથી વૈલક્ષણ્ય છે. એતન્મૂલક અન્ય પણ વૈલક્ષણ્યને
'આત્તભગ' પદે કથે છે કે નાશક કારણના અભાવથી આપમાં ઐશ્વર્યાદિ ભગ સ્વીકૃત જ હોય છે. અજાએ
કિર્મીરિત તે જીવ અજાએ સહ સ્થિતિ કરે છે. ભગવાન્ જો તે અજાને ત્યજે ત્યારે તો તેનુ જીવથી
વિશિષ્ટ સ્વરૂપ જ અપગમે તેથી ભગવાન્ તે અજાને કેમ ત્યજે એમ આશઙ્કીને 'અહિરિવ' ઇત્યાદિ-
એ પરિહરે છે કે કાલે કરીને સર્પ ત્વચને જીર્ણ માને છે તતઃ તેઓમા મુખ્ય કસર્ણીર કાદ્રવેયે 'ભૂમિર્ભૂમ્ના'
ઇત્યાદિક કોઇક મન્ત્રનુ દર્શન કરીને તે દૃષ્ટ મન્ત્રે સર્વે સર્પને જરાથી વિમોચ્યા ત્યારે સર્વે સર્પોએ જીર્ણ
તનુને અપહની, તેમ સ્વૈશ્વર્યે અખણ્ડ જ સ્થિત યુવાવસ્થ ભગવાન્ પણ સહજ સમ્બદ્ધા પણ ત્વગ્રૂપા તે
અજાને ત્યજે છે. સર્પમાં ત્વક્પરિત્યાગે પણ કોઇ પણ વિશેષ થતો નથી, તેથી ભગવાનમાં પણ
માયાગ્રહણપરિત્યાગાવસ્થામા કોઇ પણ વિશેષ થતો નથી, તેથી ભગવાને માયાપરિત્યાગ વ્યર્થ છે
એમ આશઙ્કીને 'મહસિ મહીયસે' ઇત્યાદિએ પરિહરે છે કે આપ ભગવાન્ તો પૂર્ણ તેજોરૂપ અષ્ટૈશ્વર્ય-
સહિત મહમાં વિરાજો છો, તે અજા વિદ્યમાન હો વા અવિદ્યમાન હો, તે અજાએ આપમા કોઇ પણ
ઉપચયાપચય થતો નથી, આપ સર્વદા જ અષ્ટૈશ્વર્યયુક્ત પરમ પ્રકાશમાન સ્વરૂપાનન્દમાં વિરાજો છો
જ. એ સત્ય છે, તથાપિ લોકદૃષ્ટિએ અજાસમ્બન્ધે દોષપ્રતિભાન થાય, તેથી આપ અજાને ત્યજો
છો એમ કથ્યું, વસ્તુતઃ તો અજાદિ સર્વ શક્તિઓ આપ ભગવાનમાં સ્થિત જ છે તેથી તેમણે કરીને
આપની કાંઇ પણ ક્ષતિ નથી, કારણ કે પૃથગ્ભૂત જ તે તે શક્તિએ અનિષ્ટનું જનન છે, આપ તો
'અપરિમેયભગ' છો, માનયોગ્ય મેય ભગ તો ક્રિયાએ નિવર્તાય, પરન્તુ આપના તો ભગ અપરિમેય છે,
તેથી તે અપરિમેય ભગ ક્રિયાશક્તિએ પણ શું નષ્ટ થઈ શકે? સર્વસાદ્ગુણ્યમાહાત્મ્ય સર્વદોષવિવર્જિત
ભગવાન્ જ સેવ્ય છે, પરન્તુ જીવ કદાચન સેવ્ય નથી. (૨૫.)

यदि न समुद्धरन्ति यतयो हृदि कामजटा
दुरधिगमोऽसतां हृदि गतोऽस्मृतकण्ठमणिः ।
असुतृपयोगिनामुभयतोऽप्यसुखं भगवन्
ननपगतान्तकादनधिरूढपदाद् भवतः ॥ २६ ॥

जीवेषु भगवानात्मा सञ्छन्नस्तेन तत्र न ।
भजनं सर्वथा कार्यं ततोऽन्यत्रैव पूजयेत् ॥ २६ ॥

યતિઓ પણ હૃદિસ્થિત કામવાસનાને જો સમુદ્ધરે-દૂર કરે-નહિ તો હૃદિગત પણ ભગવાન તેમને પણ દુરધિગમ છે, દુઃખે પણ તેમણે પ્રાપી શકાતા નથી, અસદ્‌ને તો ભગવાન્ સુતરાં દુરધિગમ છે. કારણ કે ભગવાન્ અસ્મૃત એવા કણ્ઠમણિના સમાન છે, જેમ કણ્ઠમાં સ્થિત પણ કણ્ઠમણિ કણ્ઠને સુખ દેતો નથી પ્રત્યુત વિસ્મૃતિએ દુઃખ જ દે છે, તેમ હે ભગવન્! પ્રાણપોષાર્થે જે ઉપાયવાન્ છે તેવા અસુતૃપ યોગીને તો ઉભયતઃ અસુખ થાય છે, અન્તક-યમ-અપગમ્યો નથી, તેથી એતાદૃશ-યમે સહિત-કાલ પણ તેમને દુઃખ દે છે અને જીવનદશામાં પણ તેમને આપથી દુઃખ થાય છે, કારણ કે તેમણે ભગવત્પદ અધિરૂઢ નથી, તેથી ચિન્તાકુલ થઈને ક્લિષ્ટ થાય છે ૨૬.

જીવમાં ભગવાન્ આત્મા સચ્છન્ન છે, તેથી સર્વથા તત્ર ભજન કાર્ય નથી, તેથી અન્યત્ર જ પુજવું. ૨૬.

ભગવત્સેવાપેક્ષાએ જીવભજન જ મુખ્ય છે કારણ કે જીવમાં ભગવાન્ પણ છે અને જીવ પણ છે, તેથી સાંશ ભગવાન્ તત્ર જીવમાં સ્થિત છે તેને પરિત્યજીને કેવલ નિરંશ ભગવાન્ કેમ સેવ્ય એમ આશઙ્કીને 'યદિ ન સમુદ્ધરન્તિ' ઇત્યાદિએ પરિહરે છે કે યત્ર અંશ પ્રકટ છે અને ભગવાન્ પણ પ્રકટ છે તત્ર તેમ જ છે, અને તેથી જ પૂર્વે અન્નમયાદિ વા ગુર્વાદિ પુરુષોમાં જ ભગવદારાધન કથ્યું, પરન્તુ યત્ર સ્વરૂપ જડતાને આપન્ન છે અને ભગવાન્ સર્વથા પ્રકટ નથી તત્ર જીવમાં કયે પ્રકારે ભગવદારાધન થાય? કાષ્ઠમા વહ્નિ છે તેથી શીતનિવૃત્ત્યર્થ વા મોહાર્થ કાષ્ઠ સેવાતું નથી, તેમ અપ્રકટભગવત્સ્વરૂપ જીવ સર્વથા સેવ્ય નથી. હૃદયમા વિદ્યમાન સ્વપ્રકાશ ભગવાન્ કેમ પ્રકાશતા નથી? જો હૃદયમાં સ્થિત કામજટાને યતિઓ પણ સમુદ્ધરે નહિ તો તે યતિઓએ પણ ભગવાન્ દુરધિગમ છે, જેમ નિખાતના ઉપર વૃક્ષ આરોપિત હોય તો તેના ઉન્મૂલન વિના જેમ ખાત ઉદ્‌ઘાટી શકાતાં નથી તેમ અન્તઃસ્થિત ભગવાન્ પણ માયાજવનિકાએ આચ્છન્ન છે અને તદુપરિ અવિદ્યાએ આચ્છાદિત છે તેથી વાસનાકામ-ક્રોધાદિક્ષે સર્વથા લુપ્તાભિજ્ઞાન ભગવાનનાં દર્શન કેમ થાય? તત્ર પણ અસદ્ દેહાભિમાનીને તો ભગવદ્દર્શન કેમ જ થાય? તથાપિ વસ્તુસામર્થ્યથી તત્ર ભગવાન્ છે તેથી ફલ થશે એમ આશઙ્કીને "અસ્મૃતકણ્ઠમણિઃ" પદે પરિહરે છે કે અસ્મૃત એવો જે કણ્ઠમણિ તદ્રૂપ ભગવાન્ છે, જેમ કણ્ઠમણિ કણ્ઠમાં સ્થિત હોય છે તથાપિ કણ્ઠને સુખી કરતો નથી, પ્રત્યુત વિસ્મૃતિએ સ્વરૂપમાત્ર સ્મૃત સતે દુઃખનું જ પ્રદાન કરે છે, તેમ ભગવાન્ પણ તે જીવને જ સુખી કરતા નથી તો તે જીવના પૂજકને તો ક્યાંથી સુખી કરે પ્રત્યુત ભગવાન્ યતિઓના પરમદુઃખદ પણ થાય છે, જેમ વિસ્મૃતમણિ તદન્વેષણપર પુરુષને દુઃખદ થાય છે તેમ આત્માન્વેષણાર્થ સર્વસ્વપરિત્યાગ કરીને ગત યતિને ભગવાન્ પરમદુઃખદ થાય છે, આ તો આમરણાન્ત પરિત્યાગધર્મપરિપાલકનો પ્રસઙ્ગ કથ્યો, પરન્તુ જેઓ બહિઃ આત્મોપલમ્ભના અભાવથી અતિદુઃખસાધને ક્લિષ્ટ સતા યથાકથઞ્ચિત્ પ્રાણપોષણ કરે છે તેઓ તો

અસુતૃપ અને યોગી છે વા અસુતૃપ્યાર્થ જ તેઓ યોગી છે, તેઓ તો કૃત સર્વપરિત્યાગાદિ- … જીવનને સમ્પાદે છે, તેમને ઉભયતઃ અસુખ થાય છે, અનપગતાન્તકથી અને ઉભયતઃ તેમને અસુખ થાય છે એમ નિર્દિષ્ટ છે, ધર્મપરિત્યાગથી ધર્મ સહિત કાલ દુઃખનું પ્રદાન કરે છે, નરકનું અને મૃત્યુનું પ્રદાન કરે છે, અને ભગવાનનું સ્મરણ નથી થાન પણ તેમને દુઃખનું પ્રદાન કરે છે, તેથી જીવનદશામાં પણ તેમને દુઃખ જ રહે છે. અપ્રાપ્ત તો રહે પરન્તુ ભગવાન તેમને દુઃખપ્રદાન કેમ કરે એમ આશંકીને 'અનધિરૂઢ- પદે પરિહરે છે કે તેમણે ભગવત્પદ આરૂઢ કર્યું નથી, તેથી ચિન્તાકુલ તેઓ ક્લિષ્ટ થાય છે. (૨૬).

**त्वदवगमी न वेत्ति भवदुत्थशुभाशुभयो-**
**र्गुणविगुणान्वयांस्तर्हि देहभृतां च गिरः ।**
**अनुयुगमन्वहं सगुणगीतपरम्परया**
**श्रवणभृतो यतस्त्वमपवर्गगतिर्मनुजैः ॥ २७ ॥**
**सुखसेवापरो यस्तु स आनन्दं हरिं भजेत् ।**
**अन्यथा सुखसम्प्रेप्सुः सर्वथा दुःखमाप्नुयात् ॥ २७ ॥**

ત્વદવગમી-ત્વત્સ્વરૂપાભિજ્ઞ-ભવદુત્થ શુભાશુભમાં-ભવદર્થ ઉત્થિત શુભાશુભ કર્મમાં-ગુણના-સુખના-અને વિગુણના-દુઃખના-અન્વયને-સમ્બન્ધને-જો જાને નહિ તો દેહભૃદ્ દેહાભિમાનીના શબ્દોને તે જાનતો નથી, વિધિનિષેધચિન્તાપકીર્ત્યાદિપ્રતિપાદક વાક્યોને પણ તે જાનતો નથી, કારણ કે શ્રવણાધિકારી પુરુષ મનુજોએ તે પ્રસિદ્ધ ભક્તાહિતકારી અપવર્ગગતિ આપ અનુયુગ-પ્રતિયુગ-અન્વહં-પ્રતિદિવસ- ગુણગીતપરમ્પરાએ શ્રવણભૃત છો, તેમણે આપનું ધારણ શ્રવણે કર્યું છે.૨૭.

સુખસેવાપર તો જે હોય તેણે આનન્દ હરિને ભજવા, અન્યથા સુખસમ્પ્રેપ્સુ સર્વથા દુઃખને પ્રાપ્ત કરે. ૨૭

એ પ્રકારે ત્રિદશ પૂજ્ય નથી એમ નિરૂપીને લૌકિકાનન્દ પણ સેવ્ય નથી કિન્તુ ભગવદાનન્દ જ સેવ્ય છે એમ 'ત્વદવગમી' ઇત્યાદિ શ્લોકદ્વયે શ્રુતિ ગાન કરે છે. સ્વભાવતઃ જ સ્મૃત્યાદિમાં સર્વ જ આનન્દ નિષિદ્ધ છે, જેમ અત્ર સાધારણ સ્ત્રીઓ સેવ્ય નથી તેમ અપ્સરાઓ પણ પરત્ર સેવ્ય નથી, જેમ કાલાદિના નિયમ વિના ભુજ્યમાન ભોગમાં અત્ર સર્વ શ્રુતિસ્મૃતિવિરોધ છે તેમ સ્વર્ગલોકમાં પણ છે એમ જાનવું. જેમ અત્ર અપકીર્તિ છે તેમ તત્ર પણ છે, તેથી દ્વે લૌકિક જ સુખાનુભવ નિષિદ્ધ છે, તેથી નિષિદ્ધાચરણમાં સર્વથા દુઃખ જ છે, કારણ કે સર્વ જ સુખ દુઃખે અનુવિદ્ધ છે, તેથી તાદૃશ દુઃખાનુવિદ્ધ સુખ કેમ સેવ્ય હોય? ભગવદાનન્દ તો સર્વેએ સેવ્ય છે. તત્ર પૂર્વોક્ત દોષ સમ્ભવતા નથી, કારણ કે અત્ર ભગવત્સ્વરૂપજ્ઞાનમાં જ ભોગાદિએ પણ દુઃખનિન્દાચિન્તાદિ થતાં નથી એમ શ્રુતિ આ શ્લોકે કથે છે. આપના સ્વરૂપાભિજ્ઞ 'ત્વદવગમી' આપમાંથી ઉત્થ શુભાશુભમાં-આપના નિમિત્તે પ્રાપ્ત સુખદુઃખમાં-ગુણવિગુણાન્વયને જાને નહિ, જેમ પરમસ્નિગ્ધ જાર છતે તદર્થ ક્લિષ્ટા પણ કામિની ક્લેશને જાનતી નથી વા જેમ રાજસેવક કસ્તુર્યાદિએ રાજોદ્વર્તનમાં સ્વયં લિપ્ત સતે પણ સુખ માનતો નથી, તેમ જો ભગવાનના મહાવૈભવને સેવકત્વે સહ અનુભવતો પણ તત્સુખને માને નહિ અને સેવાર્થ મહત્ પણ દુઃખને પણ પ્રાપ્ત કરતાં તે દુઃખને પણ જો

માને નહિ–તો વિધિનિષેધચિન્તાપર્યાપ્ત્યાદિપ્રતિપાદક વા
દેહકૂદમાં થઈ છે, તેથી આ શ્લોકમાં ભગવત્સમ્બન્ધ ર
તે સાધારણ પણ સુખદુઃખાનુભવ થતાં પ્રાણિઓને રા
નિષેધવાક્યો પણ તેને જ છે, તેથી સ્પષ્ટ જ ભગવત્સમ્બન્
આપનો સ્વરૂપાભિન્ન–સુખદુઃખમાં રાગદ્વેષને કેમ પ્રાપતો
આશઙ્કાને 'અનુયુગ' 'અન્વહ' પદે પરિહરે છે કે મનુષ્યોમિ ...
આપા અપવર્ગગતિ છો. અત્ર આ અર્થ છે. ભગવદ્ગુણાનુશ્રવણ નિત્ય છે, કારણ

કાલવિશેષનિયમનો અભાવ છે, જે કાલોપાધિએ પ્રવર્તે તે સર્વ કામ્ય કર્મ એમ પૂર્વે .
તેથી ભગવાનના ગુણાતાતપરમ્પરાગુણનાં જે ગીત વ્યાસાદિકે કર્યાં તે ગીતની ...
આપના શ્રવણદ્વારા ભગવાન્ શ્રવણમાં ભરાયા પોપાય–છે, તેથી તે અન્ય નિષેધાદિકને શ્રવતો ન
કારણ કે તેનાં શ્રવણ–કર્ણ–ભગવાને જ પૂરિત છે, શ્રવણરૂપ નિત્યકર્મ અને ભગવાને કરીને તેના સ
પાપનો ક્ષય થઈ ગયો છે, તેથી તે દુઃખજનક અપકીર્ત્યાદિકને પ્રાપતો નથી, ભગવાન્ મોક્ષદ છે
થી મોક્ષ સિદ્ધ જ છે, તેથી સર્વદા તેનો આ જ ધર્મ છે, તેથી કાલધર્મ તેને બાધતા નથી,
ભગવાન્ પણ તે–ભક્તહિતકર્તા પ્રસિદ્ધ–છે, તેથી સર્વ જ મનુજે શ્રવણાદિએ તે ભક્તહિત·
...ના ભગવાનનું ધારણ કર્યું છે તેથી ભગવત્સેવકો તો ભગવદ્દેહને પ્રાપ્ત થઈ ગયા છે, તેથી કોઇ
પણ તેમની નિન્દા કરશે નહિ, તેથી ભગવત્સેવક જ નિર્દોષસુખભોક્તા છે, અન્ય કોઇ પણ નિર્દોષ–
સુખભોક્તા નથી એમ નિરૂપ્યું. (૨૭)

द्युपतय एव ते न ययुरन्तमनन्ततया
त्वमपि यदन्तराण्डनिचया ननु सावरणाः ।
ख इव रजांसि वान्ति वयसा सह यच्छ्रुतय–
स्त्वयि हि फलन्त्यतन्निरसनेन भवन्निधनाः ॥ २८ ॥
कृष्णानन्दः परानन्दो नान्यानन्दस्तथाविधः ।
वेदा अपि न तच्छक्ताः प्रतिपादयितुं स्वतः ॥ २८ ॥

દ્યુપતિ–સ્વર્ગપતિ સુરેન્દ્રાદિ–પણ આપના સ્વરૂપાનન્દની અનન્તતાએ અન્તને પ્રાપ્ત ન થયા ! તેઓ જ અન્તને પ્રાપ્ત ન થયા એમ કાંઇ નથી, પરન્તુ આપ પણ આપના સ્વરૂપાનન્દના અન્તને પ્રાપ્ત થયા નથી, કારણ કે આપ ભગવાનના અન્તર–મધ્યમાં–અણ્ડનિચય–અણ્ડસમૂહ–છે, તે પણ સાવરણ–પ્રકૃતિપર્યન્ત ઉત્તરોત્તર દશગુણાવરણ–છે એમ નિશ્ચય છે, ખમાં જેમ રજ વાય તેમ કાલે સહ તે તે સાવરણ અણ્ડનિચય આપમાં વાય છે, પરિભ્રમે છે કારણ કે શ્રુતિઓ પણ તત્ર જ વાય છે, તે શ્રુતિઓ પણ અતન્નિરસને–નિષેધમુખે–ભવન્નિધન છે, આપમાં જ તાદૃશી શ્રુતિનું વિશ્રામ–સ્થાન છે, તેથી નિશ્ચયે તે શ્રુતિઓ આપમાં જ ફલે છે, આપને જ પ્રતિપાદે છે. ૨૮.

કૃષ્ણાનન્દ પરાનન્દ છે. અન્યાનન્દ તથાવિધ નથી, તે પરમાનન્દ કૃષ્ણાનન્દને પ્રતિપાદવાને વેદ સ્વતઃ પણ શક્ત નથી. ૨૮.

કિઞ્ચ તે જ સુખસેવ્ય છે જે નશ્વર ન હોય, સુતરાં જે દેશકાલે પરિચ્છિન્ન હોય તે તો સેવ્ય જ નથી, એમ કહેવાને ભગવદાનન્દનો દેશકાલાપરિચ્છેદ આ શ્રુતિ નિરૂપે છે. જે દ્યુપતિ–સ્વર્ગપતિ દેવેન્દ્રાદિ–સુખના તારતમ્યને જાને છે તેઓ પણ ભગવાનના સ્વરૂપાનન્દના અન્તને પ્રાપ્ત થયા

વ્યાખ્યાએ આનન્દનું પરિમાણ પણ જ્ઞાત
સ્વરૂપાનન્દ છે એમ જનાય છે. જો
પણ વિદ્યમાન અન્ત તો સ્વસમાપ્તિમાં દુઃખ
પદે કયે છે કે અન્ત વિદ્યમાન હોય અને જો ન જા
, પરન્તુ આપનો અન્ત જ નથી કિન્ચ આપ પણ સ્વ
છો તથાપિ આપ સ્વરૂપાનન્દને જાનતા નથી; સર્વજ્ઞ
ણ ન માનવું, કારણ કે વિદ્યમાનનું અજ્ઞાન સાર્વજ્ઞ્યમાં પ્રતિબન્ધક છે પણ
જ્ઞાન કાંઇ પ્રતિબન્ધક નથી. એમ કાલાપરિચ્છેદ કથીને 'યદન્તરા' ઇત્યાદિએ દેશાપ
કે ભગવાનના અન્તરા મધ્યમાં અણ્ડનિચય-બ્રહ્માણ્ડસમૂહ-છે, વા અન્તરા અણ્ડનિચય
ંનું સાવરણ છે, પ્રકૃતિપર્યન્ત ઉત્તરોત્તર દશગુણાવરણયુક્ત છે, આથી એક બ્રહ્માણ્ડાધિપતિ
આનન્દ ગણિત છે એમ જનાવીને ભગવદાનન્દની અનન્તતા સમર્થી. તથાપિ બ્રહ્માણ્ડની સંખ્યા
ય તો ભગવદાનન્દનું આનન્ત્ય ઉપપન્ન નથી એમ આશઙ્કીને 'ખ ઇવ રજાંસિ' ઇત્યાદિએ પરિહરે
છે જેમ જાલાર્કરશ્મિમા કોટિશ રેણુ ઉત્પન્ન થાય છે એમ ભગવાનના રોમકૂપમાં બ્રહ્માણ્ડ ઉત્પન્ન
થાય છે એમ કોઇક કથે છે, વસ્તુતઃ તો એક રોમકૂપસ્થાન પણ આકાશવદ્ અતિવિશાલ છે, તત્ર જે
કોટિશઃ ભૂરેણુ વાય છે તેમ બ્રહ્માણ્ડ પરિભ્રમે છે. ત્યારે કાલ મહાન્ હશે એમ આશઙ્કીને 'વ
સહ' પદે પરિહરે છે કે કાલ પણ તત્ર કોટિશઃ પરિભ્રમે છે, અથવા વાયુસ્થાનીય જ કાલ ...
તથાપિ પ્રમાણે સ્વરૂપાનન્દનો પરિચ્છેદ થતો હશે કારણ કે અનન્તાદિશબ્દે વાચ્ય છે
એમ આશઙ્કીને 'યદન્તરા' ઇત્યાદિએ પરિહરે છે કે શ્રુતિઓ પણ જેમાંથી વચ્ છે, બ્રહ્માણ્ડાનન્ત્યવદ્
વેદનું પણ આનન્ત્ય છે તેથી એક જ બ્રહ્માણ્ડમાત્રની વાર્તા એક વેદ જાણે છે, અને તેથી વેદે
પણ આપનો સ્વરૂપાનન્દ પરિચ્છેદ્યનો નથી એમ સતે સર્વ પ્રમાણે પણ ભગવાન અગમ્ય સતે
તાદૃશ આનન્દમાં પ્રમાણ શું એમ આશઙ્કીને 'ત્વયિ હિ ફલન્તિ' ઇત્યાદિએ પરિહરે છે કે શ્રુતિ જ
સ્વરૂપાનન્દમાં પ્રમાણ છે, પરન્તુ તે પણ પર્યવસાનવૃત્તિએ, વાચ્યવૃત્તિએ નહિ જેમ અનન્ત વૃક્ષ ફલે
છે તેમાંથી ઉચ્ચસ્થિત પણ ફલ ભૂમિમા જ પડે છે, તેમ સર્વ વેદ સ્વસ્વરીતિએ ભગવાનનું સ્વશક્ય
માહાત્મ્ય વદે છે, તે જ્ઞાત માહાત્મ્ય ફલ કથાય છે, તે ફલનું કવ પણ પર્યવસાન હોવાથી ભગવાન્-
માં જ પર્યવસિત થઈ જાય છે. જેમ અનન્ત વૃક્ષોના અનન્ત પણ ફલ ભૂમિમાં જ પડે છે
તથાપિ ભૂમિના સહસ્રાંશને પણ પૂરી શકતા નથી તેમ અર્થાદ્ મેરુસર્ષપન્યાયે જ વેદો ભગવન્મા-
હાત્મ્યને જનાવે છે એમ વિધિમુખતાએ ભગવત્સ્વરૂપબોધકત્વ કથીને હવે નિષેધમુખે પણ ભગવદ્-
બોધકત્વ 'અતન્નિરસનેન' ઇત્યાદિએ કયે છે-જે કાંઇ વેદે પ્રતિપાદ્ય નથી તે સવને પણ અનુવદીને
કયે છે-કે આ સર્વથી પણ આપ પર છો એમ કથીને ભગવાનની તદતિરિક્તતા જનાવી-બોધી-
'ન તદશ્નોતિ કશ્ચન' 'યતો વાચો નિવર્તન્તે' ઇત્યાદિ શ્રુતિસહસ્રે પ્રતિપાદ્યાપદાર્થનિષેધક નિષેધના
સાવધિત્વે પર્યવસાનના અભાવથી અને અવધિભૂત પદાર્થના પરિજ્ઞાનના અભાવથી વાચકાન્ત
જ કુણ્ઠિત થઈ જતા અપ્રમાણભાવને જાને પ્રાપ્ત થતા હોય એમ વેદ ભગવાનમાં જ તદ્વત્ત્ પર્ય-
વૃત્તિએ નિધનને પ્રાપ્ત કરે છે, ભગવાનમાં જ પર્યવસિત થાય છે, તેથી એતાદૃશ પરમાનન્દ
કૃષ્ણ જ સેવ્ય છે, અન્ય કોઇ પણ સેવ્ય નથી, એમ સર્વ વેદનો પર્યવસિત અર્થ છે એમ સૂચિત
થયું, અને વેદ તે જ અર્થને બોધે છે એમ જ્ઞાન થવાને ભગવાને જીવની બુદ્ધિ ઉત્પાદી છે, તેથી
સૂક્ષ્મેક્ષિકાએ સર્વે જ વેદ આ પ્રકારે ભગવાનને પ્રતિપાદે છે એમ જીવ જાને એ હેતુથી અનિર્દેશ્ય
પણ બ્રહ્મમાં ગુણવૃત્તિનું પણ સાક્ષાદ્ જ પ્રતિપાદન છે એમ આ શ્રુતિગીતાએ નિરૂપ્યું અત
સર્વત્ર મૂલભૂતા શ્રુતિ સ્વયં જોઈ લેવી. તેમ વિવાદવિષયા શ્રુતિ પણ જોઈ લેવી અતિવિસ્તર
શઙ્કાએ તે લખી નથી. આ પ્રકારે શ્રુતિએ પ્રતિપાદિત ગૂઢ અર્થનું અત્ર ઉપનિબન્ધન થયું.

॥ ઇતિ શ્રી મગ્નલાલ શાસ્ત્રિ વિરચિત વેદસ્તુતિનો અનુવાદ સમાપ્ત ॥